હઝરત મખદુમ જહાનીયા

જહાંગશ્ત (રેહ) નુ

# સફરનામું




પ્રકાશક,

સુલેમાન ઇબ્રાહીમ છાપખાનાવાળા.

જુમા મસ્જીદ [illegible]-અમદાવાદ.

૭૮૬



હઝરત મખદૂમ જહાંનીયા જહાંગશત (રે.) નું

# સફરનામું.

લખનાર

**મુન્સી ગુલામઅલી ગુલામનબી**

કાલુપુર ઘીચાની પોળ **એહમદઆબાદ.**

પ્રગટ કર્તા

**સુલેમાન ઈબ્રાહીમ છાપખાનાવાળા.**

જુમામસ્જીદ સામે-**એહમદાબાદ.**



આવૃત્તિ પહેલી — પ્રત ૧૦૦૦

સને ૧૩૪૩ હીજરી — ઇ સ ૧૯૨૪

કિમત રૂ. ૦-૧૦-૦

આફ્રીકા માટે કીં. ૧૫) પેન્સ.

# અર્પણ પત્રિકા

**મહેરબાન ખાનસાહેબ,**

**ડાકટર અલીભાઇ મહમદભાઇ મનસુરી.**

એમ એલ સી

**નામદાર મુંબાઇ સરકારની ધારાસભાના મેમ્બર તથા**

**અમદાવાદ મ્યુનીસીપાલીટીના કૌન્સીલર સાહેબ**

નમ્રતા પુર્વક આ ઇસ્લામી ઐતિહાસિક પુસ્તક આપને એટલા માટે અર્પણ કરવામા આવે છે કે આપે આપનાથી બની શકે તેટલી ઇસ્લામની કોમી સેવા બજાવી છે અને બજાવો છો, ઇસ્લામી જુની યાદગાર ઇમારતોને આબાદ કરવામ પુરતો પ્રયાસ કરો છો આપે હજરત જમાલુદ્દીન જમનશાહ ચીસ્તી સાહેબના યાદગાર ઇમારત, સીદી બશીરના શાહી મસજીદ, શાહ ગીઝનીનો રોજો, ચાર ટાંકાનુ કબ્રસ્તાન તથા પાટણ (ગુજરાત) મા હ સીરાજુલ ઓલીયા શેખ સીરાજુદ્દીન ચીસ્તી (રહે) ની દરગાહ શરીફનુ સમારકામ કરાવવામા સારી મદદ કરી છે વગેરે વકફ ઇમા તોને આબાદ કરવામા ઘણું સહાય આપી છે ઉપરાંત કેળવણીના કામમા સારી કાળજી રાખો છો અને ધાર્મિક મદ્રસાઓમા મદદ કરી ઇસ્લામીઓને કેળવણી અપાવી લાયક બનાવવા પ્રયાસ કરો છો

અને શાણી સરકારના કેટલાક કામોમા સંપુર્ણ સહાય કરતા હોવાથી તમારા કામોની કદર કરીને સરકારે આપને ખાનસાહેબનો મુબારક ઇલકાબ ઇનાયત કર્યો છે સુરત તથા અમદાવાદના મુસલમાનોના પ્રતિનીધી તરીકે મુંબાઇ સરકારની ધારાસભામા મેમ્બર તરીકે બિરાજો છો તેમજ અમદાવાદની મ્યુનીસીપાલીટીમા નામદાર સરકારે આપને કૌન્સીલર તરીકે ચૂટી કાઢ્યા છે આપે આ ઐતિહાસિક પુસ્તકનો સ્વીકાર કરી ઇસ્લામી માહમને ઉત્તેજન આપવા આજ્ઞા આપી છે તેથી આપનો ઉપકાર માનુ છુ

**પ્રકાશક, સુલેમાન ઇબ્રાહીમ.**

# પ્રસ્તાવના.

સ્રષ્ટી અને આકાશ ઉપરની સઘળી વસ્તુના સરજનહાર પરવરદિગારનો અગણિત ઉપકાર કે જેણે પ્રાણી જાતીમા મનુષ્યને અતિ ઉત્તમ પ્રકારના ગણાવ્યા છે વળી તેને સદમાર્ગે દોરવનાર પેગમબરો મોકલ્યા તેમણે એ જગકર્તાનો કેવી રીતે આભાર માનવો અને તેની આજ્ઞાનુસાર કેવા કામો કરવા તે સઘળુ પ્રસગોપાત શીખવતા રહ્યા, અને છેલ્લા સમયમા હઝરત રસુલેખુદા મહમદ મુસ્તુફા (સ અ વ સ) ને ઈસ્લામી ધર્મના સઘળા નિયમો સતોષકારક રીતે સમજાવવાને મોકલ્યા આપની પેહલા થઈ ગએલા પેગમબરોએ જે જે દેશોમા ઇસ્લામી ધર્મનો ફેલાવો કરી પરવરદિગારની કેવી રીતે યાદ કરવી તે મનુષ્યને બતાવી. પણ માણસોએ જગતની જજાળમા ફસાઇને આશા, લોભ, અહકાર અને અભિમાનવડે પોતાની બુદ્ધિ કામે લગાડી બતાવેલા સદમાર્ગથી ભૂલા પડી નિરજન નિરાકારની રાત્રી દિવસ યાદ કરવાને બદલે તેને આકારરૂપી ગણી પહાણો અને જુદી જુદી જાતના પત્થરાઓની મુર્તિઓ બનાવી નિરતર તેનેજ નમવા લાગ્યા અને અસલ પેદા કરનારને વીસારી મેલ્યો જ્યારે અતિશય અધકાર છવાઈ ગયો. ત્યારે કુદરતને એ વાત પસદ પડી નહિ તેથી કરીને પરવરદિગારે ઉત્તમ જાતીને અધકારમાથી ઉગારવાને નિરધારના હાથે

ઇસ્લામી ધર્મનો આશકાર કર્યો આપના અનુયાયો અસ હાબેકીબાર, એહલેબેત અતહાર વગેરેના પૂરતા પ્રયાસથી દુન્યાના ચારે બાજુએ ઈસ્લામી ધર્મનો પૂરેપૂરો પ્રચાર થયો અને એજ ધર્મ સૃષ્ટીની સમાપ્તિ સુધી સહીસલામત રહેશે એ સર્વ ઉપર અગણિત દરૂદો સલામ બાદ વિનતી કરવાની કે આ પુસ્તક ગુજરાતી ભાષામા લખવાની એટલા માટે અગત્ય જણાઈ કે આ તરફના અમારા ઈસ્લામી ભાઇઓ તથા હિન્દુ મિત્રોનો મોટો ભાગ ગુજરાતીજ જાણનાર હોવાથી તેમને ઈસ્લામ ધર્મ ઉપર પૂરેપૂરી આસ્થા રાખનાર અને જગદિશ્વરને જોઈએ તેવી રીતે સઘળા સંકટો સહન કરીને યાદ કરનાર મહાન પુરૂષોના ઇતિહાસોમા નહિ વર્ણવેલા એહવાલોથી ખબરદાર કરવા માટે આ પુસ્તક છપાવી પ્રબ્લિક સમક્ષ મૂકવામા આવેલ છે આ પુસ્તકમા કોઈના ધર્મ ઉપર આક્ષેપ કે કટાક્ષ કરવામા આવેલ નથી પણ પૃથ્વી ઉપર વસેલા જુદા જુદા દેશોમા ઈસ્લામી ધર્મ ઉપર આસ્થા રાખનાર ઓવલીયા, અબીયા, અબદાલ, અવતાદ, ગોસ, કુતુબ, મજઝુબ અને સાલિકોની રેહણી કરણી, રીતભાત, ચાલચલગત, વર્તણુક પરોપકાર, સદા વર્ત, અને ઈસ્લામી દિનનો પ્રચાર કરવા કેવી રીતે સહાયક કરતા તે જ હકીકત લખવામા આવી છે તેમજ તે સમયમા હુન્નર ઉદ્યોગના સાહિત્ય અને વર્ણન અચરજ પમાડે એવી યાદગાર આલીશાન ઈમારતોનુ ઈતિહાસો

લખવા માટે આયદે મહાયભૂત થઈ પડે તેનો સમાવેશ કરવામા આવ્યો છે આશા છે કે અમારા ઈસ્લામી ભાઇઓ તો અવશ્ય કરીને આ પુસ્તકની નકલ વાચવાને માટે જરૂર પોતાની પાસે રાખશે. પણ બીજી અન્ય કોમો પણ આ ઇતિહાસીક પુસ્તકને પૂરેપૂરી રીતે વાચવામા પાછી પાની કરશે નહિ આ પુસ્તકમા કોઈ પણ બાબત કલપિત રીતે ઉપજાવી કાઢી નથી પણ પૃથ્વીની પ્રદક્ષિણા કરનાર મહાન પુરૂષ હઝરત મખદુમ જહાનીયા જહાગશ્ત સાહેબે સર્વ સ્થળે ફરી પોતાની નજરે નિહાળેલી વસ્તુઓનુ પોતાની હયાતીમા કહેલી હકીકતજ મુન્શી ગુલામઅલી ગુલામનબીએ લખેલી છે કદાપી લખવા કે છાપવામા સરતચુકથી કોઇ સ્થળે ખાત્રીઓ રહી ગઈ હોય તો વાચકવર્ગે ક્ષમા કરી સુધારી લેવા કૃપા કરવી

લી પ્રકાશક,

**સુલેમાન ઇબ્રાહીમ**



## હઝરત મખદુમ જહાંનીયા જહાંગશ્ત (રેહ.) નુ.

# સફરનામું.

આ પુસ્તક મખદૂમ જહાનીયા જહાગશ્ત જેમનુ અસલ નામ શેખજલાલુદીન જહાનીયા જહાગશ્ત છે તેમની પૂરેપૂરી હકીકત બીજી ભાષાઓ નહિ જાણનાર સાહેબોની જાણમા આવે તેટલા માટે ગુજરાતી ભાષામા લખવાની અગત્ય જણાઇ કુત્બુલ અકતાબ મખદૂમ જહાનીયા જહા-ગશ્તે ચાલીસ વરસ સુધી દરિયાપારના શહેર અને વન વગડામા મુસાફરી કરી છે સાત વખતે મક્કા શરીફમા હજ કરવાને ગયા હતા અને ત્યાથી મદીના મુનવ્વરા જઇને જનાબે રસુલે અકરમ (સ અ વ સ) ના મઝારે મુબારક ઉપર ઝાડુ વાળયા કરતા હતા અને જ્યારે મઝારે મુબારક ઉપર જઇને પોતે સલામો અલયકુમ યા જદ્દી કહ્યુ ત્યારે રોઝએ મુબારકમાથી વઅલયકુમુસસલામ યા વલદી નો અવાઝ આવતો સાભળ્યો લાંબી મુદ્દત સુધી કાબ-તુલ્લાનું તવાફ (ફેરા ફરવું) કરતા રહ્યા. અને ત્યા તેમને પરવરદીગારનો નૂરનો પ્રકાશ નજરે પડયો અને (કુમુ-

લીલ્લાહે કાનેતીન)નો મહાન મરતબો હાસીલ થયો અને ત્યાજ તેમને હુકમ થયો કે હવે અહીં બેસી રહેવુ ઠીક નથી જાવ અહીંના મહાન બુઝરગોની ઝયારત કરો અને દુન્યાના દેશે દેશમા ફરો પરવરદિગારે કુરાને શરીફમા ફરમાવેલ છે કે, જમીન ઉપર હરો ફરો અને સેર કરતા રહો અને જુઓ કે પરવરદિગારને યાદ કરનારાઓના કેવા કેવા માન અને મરતબા છે પ્રથમ હઝરત ખલીલુરરહેમાનના મઝારે મુબારક ઉપર જવાનો હુકમ થયો તે પ્રમાણે મખદૂમ જહાનીયા ત્યા જઈ પહોચ્યા ત્યા જઈને જુએ છે તો તેમને એક લાખ ચોવીસ હજાર (૧૨૪૦૦૦) પેગમબરો સુતેલા જણાયા જ્યારે મહેતર યુસુફ (અ સ) પેગમબરને દફન કરવામા આવ્યા ત્યારે બીજા પેગમબરોએ અરજ કરી કે મહેતર યુસુફ તો બાદશાહ હતા તેથી તેમનો સબધ અમારી સાથે ન હોવો જોઇએ તે ઉપરથી મહેતર યુસુફની લાશને બેતુલ મુકદદસથી ચાર ગાઉ છેટે એક ચોખડો ઓટલો બનાવી તેમાં દફન કરી કબર બનાવી દીધી અને ત્યા પોતે ૪૧ દિવસ પરવરદિગારની યાદમા ગાળ્યા તમામ પેગમબરોની ઝયારત નસીબ થઈ અને બધાઓને પોતાની નજરે નિહાળી લીધા પરવરદીગારનો શુકરાનો અદા કર્યો અને એકસો કુરાને શરીફ ખતમ કરીને તેનો સવાબ બુઝુ બખશયો—બુધવારને દિવસે અસરની નમાઝ વખતે એવો અવાઝ આવતો સભ-

બાયો કે હવે અહીંથી શામના મુલકમા જાઓ થોડા દિવ-
સમા શામના મુલકમા આવેલી મસજીદે અકસામા જઈ
પહોચ્યા રાતની વખતે એ મસજીદ ઉપર એક હજાર એક
(૧૦૦૧) વખતે હમેશા પરવરદીગારની રહેમત નાઝીલ થતી
પોતાની નજરે જોઈ આ મહાન મસજીદમા ૯૯ નવવાણુ
થાભલા છે આ મસજીદની બુઝુર્ગી માટે એવી રીતે કહે-
વાય છે કે જે કોઇ માણુસ આ મસજીદમા આવે છે તેના
ગુનાહો એવી રીતે તેનાથી માફ થઈ જાય છે જેવી રીતે
પાનખર રૂતુમા ઝાડના પાદડા ખરી પડે છે કેટલાક દિવસ
મજકુર મસજીદમા રહી આત્મજ્ઞાન હાસીલ કર્યો ત્યારબાદ
ત્યાથી દમિશ્ક જવાનો હુકમ થયો

**દમિશ્ક**—આ શહેર અબ્દુલ્લા બીન ઉમર બીન
ખત્તાબ (ર અ અ) ના હુકમથી વસાવ્યો ૭૦૦૦૦ સીત્તેર
હજાર ઉંટ ઉપર ભરેલો સામાન તેમા ખરચ થયો એમા
૧૫૦૦૦ પદર હજાર કમાનો છે અને દરેક કમાનમા એક
એક પેગમ્બર સુઇ રહેલા છે દરેક પેગમ્બરના માથા
તરફ આરસ પહાણનો સ્થભ (શહીદાના) લગાડેલ છે
૧૨૦૦૦ બાર હજાર ગ્લાસોના દીવા કરવામા આવે છે
ત્રીજા ભાગમા લોકો નમાઝ પઢે છે દુન્યામા આવી મોટી
મસજીદ જવલ્લેજ હશે આ મસજીદની ચારે બાજુ પાણીની
નેહેર વહે છે ૫૦૦ પાચસે ફકીર અને ગરીબો રહે છે
કેટલાક રાત દિવસ કુરાને શરીફ પઢે છે કેટલાક ધાટો

કાઢીને અને કેટલાક મનમા પરવરદીગારના નામનુ સ્મરણ કરે છે કેટલાક મહાન પુરૂષો જેમને રિજાલુલગેબ (અલોપ થઇ જનાર) કહે છે જેવા કે **અબદાલ, આવતાદ, અખયાર, અબરાર, કુતુબ** અને **ગોસ** વગેરે દરરોજ ત્યા થઇને જાય છે આ જગ્યા ઘણી બીહામણી અને અતીશય ગુણકારી છે ખરા ઇશ્વર ભક્તો સિવાય તેમા રહેવાની બીજા કોઇની હીમ્મત ચાલતી નથી મજકુર મખદૂમ સાહેબે આઠ દિવસ મજકુર જગામા રહીને પરવરદિગારની યાદ કરી ત્યારબાદ કરબલા શરીફ જવાનો હુકમ થયો

**દસ્તે કરબલા**–મખદુમજહાનીયા સાહેબ કહે છે કે જ્યારે મને કરબલા **શરીફ** જવાનો હુકમ થયો ત્યારે હુકમ પ્રમાણે કરબલા શરીફ જઇ હઝરત ઇમામ હુસેન શહીદે કરબલાની ઝયારત કરી અને આપની પગાતી તરફથી પાચસેર સુરમો ઉપાડી લીધો અને આખોમા આજતો રહ્યો જેથી મને ઘણોજ ફાયદો થયો, તેમજ એ સુરમો બીજા લોકોને પણ વહેચતો રહ્યો, એ સુરમાથી સેકડો આધળા નજરે દેખતા થઈ ગયા આ વાત યાદ રાખવી જોઇએ કે જે દિવસે હઝરત ઇમામહુસેન (ર અ અ) શહીદ થયા ત્યારે પરવરદીગારે જીબરઇલને હુકમ કર્યો કે શહીદે કરબલાના લોહીને એક શીશામા ભરી આપની પગાતી તરફ જમીનમા દફનાવી દો દુરદેશાવરોથી હજારો માણસો આવીને તે જગ્યાએથી માટી લઇ જઇ પોતાના

મનની ધારણાઓ પૂરી કરે છે આપની પગાતીથી સમ-ચોરસ ૨૫ ગજમાથી માટી ખોદીને લઈ જાય છે, **એટલે** ત્યા જે ખાડો પડે છે તે મોહર્રમ મહીનાની ૧૦ મી તારીખે લોઢાની દેગમા જેવી રીતે ઉભરો આવે છે તેવી રીતે એ ખાડામા ઉભરો આવે છે, ત્યારે લગડા, લૂલા અપગ અને આધળા એ માટી લઇ દરદની જગાએ ચોપડી ફેઝ પામે છે આપની પગાતીએથી એક પાણીની નહેર વહે છે એનાથી ખેતી બહુ સારી ફળદ્રુપ થાય છે **લિબનાન** નામે પવિત્ર પહાડમાથી અસખ્ય નદિઓ નીકળે છે આ પહાડ ઉપર ચાલીસ ૪૦ મહાન પુરૂષ (અબદાલ) પહાડની દરેક મેહરાબમા રહીને દુન્યા ભરની દેખરેખ રાખે છે, આ પહાડની ચાલીસે મહેરાબોમા દરેક અબદાલની આગળ પાણીની નહેર વહે છે એ અબદાલો ભાગ્યેજ નજરે પડે છે પરવરદિગારનુ સ્મરણ કરતા હોય અગર કુરાનેશરીફની તીલાવત કરવાના અવાજ સભળાય છે જુદી જુદી જાતના સ્વાદીષ્ટ મેવાના ઘણા ઝાડ છે, એ જગ્યાએ મે મારી નજરે ઘણી વસ્તુઓ અચબો પમાડે એવી જોઇ, રાત્રે નુર વસ્તો હોય એવી રીતે જણાય છે ત્યાથી મને **ખ્વારઝમ** જવાનો હુકમ થયો.

**ખ્વારઝમ**—પરવદિગારની મહેરબાનીથી થોડા દિવસમા હું ખ્વારઝમ પહોચી ગયો. આ શહેરમા એક મોટી જુમ્મા મસ્જીદ છે. એ મસજીદમા જનાબે રસુલેખુદા (સ અ વ સ.)

ના ૩૩૦૦૦ તેત્રીસ હજાર અસહાબીઓને જુદા જુદા તાબુતોમા રાખેલા છે તેમની લાશો ભર નિદ્રામા હોય એવી જણાય છે જે માણસ ત્યા જોવાને જાય છે તેની નજરે તે અસહાબીઓને લાગેલા જખમો ઉપર એક રૂના જેવો ફાયો મૂકેલો છે જખમ ઉપરથી એ ફાયો ખસેડી લેવામા આવે તો લાશમાથી લોહી વહેવા લાગે છે અને એ જગ્યાએ પાછો ફાયો મૂકી દેવામા આવે તો વહેતુ લોહી બધ થઈ જાય છે આ અસહાબોની ઝયારતથી મને ઘણોજ ફાયદો થયો બુધવારે સવારની નમાઝ વાસ્તે મને હુકમ થયો કે હવે અહીથી **કોહેસીના** તરફ જઈને ત્યાની ઝયારત કરો

**કોહેસીના**-જ્યારે હુ સીના નામે પ્રખ્યાત પહાડ ઉપર જઈ પહોચ્યો તો મેહતર મુસા (અ સ) ની ઝયારત કરી ત્યાની બરકતો અને અનવારે ઈલાહીની હેરત પમાડે એવી વસ્તુઓ મારા જોવામા આવી, તેથી મને ઘણો લાભ થયો મે કેટલાક દિવસ ત્યાજ રહીને પરવરદિગારની યાદ કરી એટલે હઝરત મેહતર મુસા કલીમુલ્લા (અ સ) ના દીદાર થયા મે તેમને કેટલાક સવાલો પૂછયા તેના જવાબો તેમણે સતોષકારક રીતે આપ્યા છેવટે મારાથી પૂછી ન શકાય તેવો સવાલ પણ પૂછયો (અરની ઉનઝુર ઈલયકા લન તરાની) તમે કેવી રીતે જોયા મજકુર મુસા કલીમુલ્લાહ (અ સ) મહેરબાની

ભરેલા શબ્દોમા જવાબ આપ્યો કે ઓ દીકરા મે જોયો એટલોજ જવાબ બસ છે બે મહિના સુધી મે મજકુર પહાડ ઉપર ઇબાદત કરી એક વખતે હઝરત કલીમુલ્લાહ સાહેબે મને રૂબરૂમા કહ્યુ કે ઓ દીકરા તારો વિચાર આગળ જવાનો છે માટે હવે જા પરવરદિગાર તારી સભાળ કરશે એમ કહી ખશેર ખજુરો આપી જેનાથી મે વરસ દિવસમા રાખેલા રોજા ઇફ્તાર કર્યા અને **બુગદાદ** શરીફ જવાનો હુકમ થયો

**બુગદાદ** શરીફમા હઝરત ગૌસુલ સકલેન, ખ્વાજા અવેષ કરની (ર અ અ) તથા બીજા ઘણા મોટા બુઝર્ગોએ આરામ કરેલો છે, અને હઝરત સુલતાન મોહિયુદ્દીન મખદૂમ શેખ અબ્દુલકાદર જીલાની (ર અ ત અ) પણ ત્યાજ આરામ કરે છે, આપની અગણિત કરામતોનુ વર્ણન થઇ શકે તેટલુ નથી આપની હયાતીમા દરરોજ એક એક ગુલામને બજારમાથી વેચાતો લાવી રૂબરૂ હાજર કવામા આવતો આપ તે ગુલામનુ મન તરતજ પરવરદિગારની યાદમા લગાવી દેતા આપ ચાલીસ વરસ હયાત રહ્યા આપ દુન્યામા જેવી રીતે સહી સલામત આવ્યા હતા તેવીજ રીતે સહી સલામત ચાલ્યા ગયા આપની જાતથી મને રૂહાની ફેઝ (આત્મજ્ઞાન) મળ્યો ઘણા કામોમા તેમનાથી જીત મળી હઝરત ખ્વાજા અવેષ-કરનીની કબર એક ઉંચા પહાડ ઉપર બનાવેલી છે આ

મહાન બુઝુર્ગના મકબરામા એક અઠવાડીયા સુધી યાદે હક કરી આપના દીદારથી મને દુન્યા અને પરલોકની હકીકત જણાવા લાગી. વળી ત્યા હઝરત આદમ (અ સ) જે સર્વ માણુસોના બાપ છે તેમના પગનુ નીશાન છે જ્યારે પરવરદિગારે જીબરઇલ (અ સ) ને હુકમ કર્યો કે આદમને સરનદીપ (લ કા) મા લઇ જાવ જેવી રીતે ગુનેહગારને જેલમા લઈ જવામા આવે છે તેવી રીતે હઝરત આદમ (અ સ) ને સરનદીપની ઉજડ જગ્યામા હઝરત જીબરઇલે લાવી એક પત્થર ઉપર ઉભા કરી દીધા હઝરત આદમ (અ સ) ચાલીસ વરસ સુધી નગ્ન હાલતમા ઉભા રહી રડતા રહ્યા કેટલાક ૭૦ વરસ સુધી રડતા રહેવાનુ પણ કહે છે આપની આખો મુબારકમાથી આસુના જે જે ટીપા પડતા હતા તેનાથી જુદી જુદી જાતના જવાહીર, હીરા, માણેક, લીલમ, પુખરાજ, માણેક વગેરે ઉત્પન્ન થયા, એ પત્થર ઉપર આપના પગનું નીશાન છે, તે પત્થર જમીનથી ત્રણ ગજ ઊચો છે, તેની ચારે બાજુ દરીયો છે એ જગ્યાએ રામ અને લક્ષમણ સિવાય બીજો કોઈ ગયો નથી કારણકે આ જગ્યા ઘણીજ બીહામણી છે મને ત્યા રહેવાથી જે ફાયદો થયો તેનુ વર્ણન કરી શકાય નહિ

સુલતાન સિકદર જ્યારે અહીં આવ્યો ત્યારે તણે પાકો પુલ બધાવી એ બેટ પોતાના કબજામા લીધો ધન દોલતનો મોટો ખજાનો મળ્યો, એટલે સિકદરના મનમા

કંઇક અહંકાર આવ્યો ફતેહ કરીને પાછો જવા લાગ્યો ત્યારે તેની સાથેના સઘળા લાવ લશ્કરને જંગલી જાનવરોએ ઘેરી લીધા સર્વે ગભરાઈ ગયા અને હાથ જોડી પરવરદિગારની જનાબમા સિકંદર સહીત દુઆ કરવા લાગ્યા આવેલો અહંકાર બધા ભૂલી ગયા. થોડા દિવસ પછી બે માણસો મોરને મળતા ત્યા આવી પહોચ્યા. અને કહેવા લાગ્યા કે ઓ સિકંદર ! તે કુદરતનો તમાશો જોઈ લીધો તારી સઘળી શુધ બુધ કયા જતી રહી સર્વશક્તિમાન પરવરદિગારને તુ ભૂલી ગયો હતો માટે તારી આ દશા થઈ ચાલ હવે અમે તને રસ્તો દેખાડીએ હવે યાદ રાખજે કે પરવરદિગારમા સર્વ પ્રકારની શક્તિ છે અને આજના દિવસ કરતા કાલના દિવસે જુદા જુદા બનાવો બનતા નજરે પડશે સિકંદરે કહ્યુ પરવરદિગારે પેદા કરેલા પક્ષીઓ ! તમો અમને સહાય કરવાને આવ્યા છો તો હવે મેહેરબાની કરીને અમને હઝરત આદમના કદમ જે જગ્યાએ છે તે જગ્યાએ ઝયારત કરવાને પહોચાડી દો બન્ને જાનવરો ઉડયા અને તેમની પાછળ પાછળ સિકંદર પણ ચાલવા લાગ્યો. સિકંદરને જોઇ તેના સાથીઓ પણ પાછળ પાછળ ચાલવા લાગ્યા અને પોતાની ધારણા પ્રમાણેની જગ્યાએ થોડા દિવસમા જઇ પહોચ્યા અને કદમ મુબારકની ઝયારત કરી, બન્ને જાનવરો ઉડીને કયા જતા રહ્યા તે જણાયું નહિ હવે અહીં સિકંદર વિચારમા પડી ગયો કે હઝરત આદમ (અ સ) ના કદમ મુબારક

ઘણીજ ઉચી જગ્યાએ છે તેથી એટલે ઉચે માણસથી સાધન વગર ચઢી શકાય નહિ માટે કેટલાક દિવસ ત્યા રહીને એ પહાડ ઉપરથી સાત (૭) સાકળો એવી રીતે લટકાવી દીધી કે ઝયારત કરવા જનાર માણસ તેને ઝાલીને સહેલાઈથી ઉપર ચઢી શકે એ પહાડ ઉપર હાથી ચઢી શકતા નથી આ જગ્યાએ રીજાલુલગેબ (અલોપ થઈ જનારા) ના માણસો બે શુમાર રાત્રે આવીને કુરાને શરીફની તીલાવત કરતા સભળાય છે પણ નજરે દેખાતા નથી આ જગ્યાએ જે માણસ જેવી ઈચ્છા રાખીને જાય છે તે ઇચ્છા પૂરી થાય છે મે પણ એ જગ્યાએ જઇને કદમ મુબારકની ઝયારત કરી થોડા દિવસ રહીને પરવરદીગારની ઇબાદત કરી ત્યાથી મને **બસરે** જવાનો હુકમ થયો

**બસરા**મા ૧૨૦ મૈલને આશરે બગીચાઓ છે હઝરત ખ્વાજા હસન બસરી, હઝરત ઈમામ ઝૈનુલઆબેદી, સઅદ, સઈદ, તલહા, ઝુબેર અને બીજા ઘણા અસહાબો [રદીઅલ્લાહો તઆલા અનહો] ના મઝાર મુબારકો છે મે બધાની ઝયારત કરી નમાઝની વખતે બાગ (અઝા) નો અવાજ ૧૬ મૈલ સુધી સભળાય છે આ શહેરમા પાચ હજાર શાહી સદાવ્રતો છે તેમાથી ગરીબ મુસાફરોને ખાવાનુ મળે છે, આ શહેરની શોભાનુ વર્ણન કરવા માટે એક જુદુ પુસ્તક લખી શકાય બાદશાહ ખુસરૂની કબર પણ આજ શહેરમા છે જેની સ્ત્રી **શીરીન** ઉપર **ફરહાદ** આશક થયો હતો.

**ફરહાદ**નુ અસલ નામ **જામી** છે, તે ઉચા કદનો હતો એક વખતે બાદશાહ ખુસરૂના મેહેલ નીચેથી ફરહાદ જતો હતો, તેવામા તેની નજર શીરીન ઉપર પડી જેને જોઇ આશક થઈ ગયો આ વાતની ખુસરૂને ખબર પડી ત્યારે વિચારમા પડી ગયો **ફરહાદને** બોલાવી કહેવા લાગ્યો કે જો તુ મારા કહેવા પ્રમાણે કામ કરે તો હુ **શીરીન** તને સોપી દેઈશ, **ફરહાદે** પૂછ્યુ આપ મને કામ બતાવો ખુસરૂએ કહ્યુ જો તુ આ ઉચા પહાડમાથી પથરા કોચીને પાણીની નહેર શહેરમા લાવીશ કે તો તને **શીરીન** મળી જશે **ફરહાદ** કામનુ નામ સાભળી ઉભો થઈ ચાલ્યો ગયો અને પહાડ કોતરવા લાગી ગયો પ્રથમ એણે પથરામા **શીરીનની** તસવીર આબેહુબ કોતરી થોડાજ દિવસમા પથરા કોતરી પાણી આવવાનો માર્ગ મોકળો કરી દીધો તેથી નહેર વહેવા લાગી આ ખબર ખુસરૂને પડી ત્યારે પોતાના પ્રધાનો વગેરેને પૂછવા લાગ્યો કે હવે શુ કરવુ કે જેથી **શીરીન** આપવી પડે નહિ એજ ગભરાટમા **ખુસરૂ** પોતાનુ મન શાત કરવા જગલમા શિકાર કરવાને રવાને થયો **શીરીન** મેહેલને ખાલી જોઈ પોતે પણ ઘોડા ઉપર સવાર થઈ ફરહાદ ! પાસે જઈ પહોચી અને કહેવા લાગી કે ઓ ફરહાદ તે કામ પૂરૂ કરી દીધુ માટે હુ તારી પાસે આવી છુ તારા મનની જે જે ઇચ્છાઓ હોય તે મારી સાથે પૂરી કર **ફરહાદે** જવાબ આપ્યો કે અરે **શીરીન** ! આશકીનો ધર્મ પવિત્ર છે જ્યા સુધી હું

તને મેળવવાનો સંપૂર્ણ રીતે હકદાર થયો નથી ત્યા સુધી હું તારી જાતથી કાંઈ પણ લાભ લઈ શકતો નથી, અને તને હાથ સરખો પણ લગાડવાને હરામ સમજુ છુ આ સાભળી શીરીન ગુસ્સે થઈ ઘોડાને ઝપાટાબંદ દોડાવતી જતી હતી તેવામા ઘોડાને એક પથરાથી ઠોકર લાગી કે તે લગડો થઇ ખાડામા શીરીન સાથે પડી ગયો ચાલવાની શક્તિ ન રહી આ બનાવ ફરહાદ નજરે જોતો હતો તેણે તરતજ ખાડા પાસે આવી શીરીનને કાધે બેસાડી ઘોડાને દોરી લઈ ખુસરૂના મહેલમા પહોચાડી આવ્યો અને નેહેર કોતરવાના કામમા લાગી ગયો, ખુસરૂ શિકાર કરીને પાછો આવ્યો એટલે એક ડોશી તેની કને આવીને આશીર્વાદ આપી કહેવા લાગી કે બાદશાહ સલામત આટલી ફીકર શા માટે કરો છો હુ એવી યુક્તી કરૂ છુ કે કોઈપણ પ્રકારે ફરહાદ શીરીનને લઈ જઈ શકશે નહિ અને આપની સઘળી ફિકર દૂર થઇ જશે મને એક થાળમા હલવો ભરાવી આપો ખુસરૂએ ડોશીની વાત સાભળી એક થાળમા હલવો તથા નાન ભરાવી આપ્યા ડોશીએ થાળ લઈને ફરહાદ જ્યા નેહેર ખોદતો હતો ત્યા જઈ પહોચી ફરહાદ પોતાના કામમા એટલો બધો લીન થઈ ગયો હતો કે તેણે ડોશી તરફ નજર સરખીએ કરી નહિ અતે ડોશીએ લાચાર થઇને ફરહાદને કહ્યુ અરે ફરહાદ આ નાન અને હલવા ઉપર ફાતેહા પઢીને આનો સવાબ શીરીનની અરવાહ (આત્મા) ને બબશ

મારી દીકરી **શીરીન** જે બાદશાહ **ખુસરૂ**ની બેગમ હતી તે મરણ પામી, અને બાદશાહ ગાંડો થઈ ગયો છે પરવરદિગારે કુરાને શરીફમા કહ્યુ છે કે (**કુલ્લો નફ્સીન ઝાએકતુલ મોત**) બેશક સાચે સાચુ છે **ફરહાદે શીરીન**ના મરણની વાત સાંભળી એટલે હાયકારો ભરીને પહાડ કોતરવાની કોસ પોતાના માથામા એટલા જોરથી મારી કે બેભાન થઈ પહાડ ઉપર ચિત્તો પાટ પડી ગયો આંખો આકાશ તરફ લાગેલી ઉઘાડી રહી અને તરતજ મરણ પામ્યો આ બધુ ડોશી પોતાની નજરે જોતી રહી જ્યારે ડોશીને ખાતરી થઈ ગઈ કે **ફરહાદ** બરાબર મરી ગયો છે ત્યારે **ખુસરૂ** પાસે જઈને કહેવા લાગી કે તમારો શત્રુ મરણ પામ્યો હવે **શીરીન** સાથે તમો હમેશ સુખચેનમા રહી અમન ચમન કરો **ખુસરૂ**એ ડોશીને ઇનામ અકરામ આપી રવાને કરી, નોકરોને હુકમ આપ્યો કે **ફરહાદ**ની લાશને મારા મેહેલ નીચે લાવો **ખુસરૂ**ના હુકમ પ્રમાણે માણસો જઈ પહોચ્યા ફરહાદની લાશને સારી રીતે નવરાવી કફન પેહરાવી જનાઝામા રાખી મેહેલ નીચે લાવ્યા. **શીરીન**ને ફરહાદના મરણ પામ્યાની ખબર મળતા ઘણીજ દીલગીર થઈ, મોઢા ઉપરની લાલી ઉડીને પીળાશ આવી ગઈ જ્યારે જનાઝો મેહેલ નીચે લાવીને રાખ્યો, ત્યારે **શીરીન** મેહેલના છેલ્લા માળે ચઢી ગઈ જનાજા તરફ નજર કરતા આંખમા ઝળઝળીઆ ભરાઇ આવ્યા બેભાન થઇ જનાઝા ઉપર પડતુ મેલી તરતજ મરણ પામી અને

ખુસરૂ પણ રાજપાટને પડતો મૂકી મરણ પામ્યો **ફરહાદના** હાથની કોશ જે જગ્યાએ પડી હતી તે જગ્યાએ અનારનું ઝાડ ઉગ્યું હતુ તેને દર વરસે અનાર લાગતા હતા જેના દાણા રાતા રંગના હોય છે, તે અનારના દાણા દવાના કામમા આવે છે એ અનારનો લાભ લેતા લોકોને મારી નજરે જોયા છે ત્યાથી મને **ગાઝરવન** જવાનો હુકમ થયો

**ગાઝરવન**—અહી હઝરત સુલતાન **કાનજુન શહીદની** કબર છે હઝરત સુલતાન **ગાઝરની** ના મઝારને ૧૪૦ વરસ થયા છે શરૂવાતથી જે દીવો નળગાવ્યો હતો તેજ દીવો હમેશ બળ્યા કરતો હતો દીવટ સરખીએ તમા બદલવી પડી નહોતી **શીરાઝનો** એક વિદ્વાન બાદશાહ ત્યા આવ્યો હતો તેણે શરમાઇને જતી વખતે એ દીવો ઓલવી નાખ્યો હતો પણ થોડા દૂર ગયા પછી જુએ છે તો એ દીવો પાછો જેવો હતો તેવોજ સળગતો દેખાયો એટલે ઘણો પસ્તાવો કરી કહેવા લાગ્યો કે મે મોટી ભૂલ કરી એ બાદશાહના બે દીકરા હતા તેમાથી એક થોડા દિવસમા આધળો થઈ ગયો અને બીજાને જીન્નાત લોકો ઉપાડીને એક બેટ ઉપર એક બુઝુર્ગની સેવામા મૂકી આવ્યા. એક વરસમા બાદશાહ પણ મુરીદ થઈ ગયો અને લોઢાની સાકળ પોતાના ગળામા નાખી રાજગાદી તજીને એ દરગાહનો મુજાવર (દાસ) બની ત્યાજ રહેવા લાગ્યો આ બાદશાહની કબર પણ આ મહાન બુઝુર્ગની પગાતી તરફ બનાવેલી છે આ બુઝુર્ગના લગરખાના (સદાવ્રત)મા

દરરોજ ત્રીસ હજાર ટકા **ખરચ** થાય છે જુદી જુદી જાતના પકવાન બનાવીને ગરીબ મિસકીન અને **મુસાફ** રોને વેહચવામા આવે છે ઘણા આલીમો તથા **વિદ્વાનો** ઇલ્મ શીખવા આવનાર તાલીબને ઇલિમો શીખવાડે છે પરવરદિગારના યાદ બુજ કરનાર સો તાલિબે હક ત્યા મોજુદ રહે છે હુ ત્યા થોડા દિવસ રહ્યો ત્યાથી મને **નખશવાન** જવાનો હુકમ થયો

**નખશવાન** આ શહેરમા હઝરત **શેખ મક્કી** રહે છે પોતે ૪૦ વરસ સુધી મોઢા ઉપર બુરકો રાખ્યો, ખાવા પીવાનુ તજી દીધુ કોઇની સાથે વાતચીત સરખીએ કરી નહિ અને પરવરદિગારનુ રાત દિવસ સ્મરણ કરવામા લીન થઇ ગયા હતા આ હઝરતની ઓલાદમાથી કેટલાક શાહી તખત પર બેઠા હતા તેમણે પોતાના વડીલ શેખ મેહમૂદને કેટલીક વખતે કફન પહેરાવી દફન કર્યા હતા અને જ્યારે જુએ ત્યારે શેખ સાહેબને અસલી હાલતમા તેજ જગ્યાએ જીવતા જોતા હતા એવીજ હાલતમા આપે ઘણા તાલીબ ઇલમોને પોતાની ધારણા પ્રમાણે પાર ઉતારી દીધા મે પણ મજકુર શેખ સાહેબને બેઠેલા જોયા છે મે ત્યા ચાર ચિલ્લાઓ કર્યા તેથી મને ઘણોજ લાભ થયો ત્યાથી મને **ઇમામ ઉબેદા** તરફ જવાનો હુકમ **થયો**

**ઇમામ** ઉબેદા—અહી હઝરત સુલતાનુલ આરફીન સુલતાન સૈયદ **એહમદ કબીર** (રે તુ અ)નો મઝાર છે હઝરત **રસુલે ખુદા (સ. અ. વ. સ.)** ફરમાવે છે કે મારા

બધા અસહાબોમા સૌથી પેહલા સાગ અસહાબ હઝરત **અબુબકર** (ર અ) અને અવલીયાઓમા સૌથી છેલ્લા સારા વલી મારા ફરઝદ **એહમદ કબીર** (ર અ) છે આપની ગાદી ઉપર જે માણસ આપની અવલાદનો અગર અ ત કરણથી માનનાર બેસે છે તે હમેશ પરવરદિગારની યાદ બુજમા પોતાનો વખત ગાળે છે કોઇપણ બાદશાહ કે અમીર બેઅત (મુરીદ) લેવા આવે છે તેના માનાર્થે એ સજાદા ઉભા થતા નથી એટલુજ નહિ પણ કોઇના એ માનાર્થે ઉભા થવાનો હુકમ નથી તેમજ કોઇની સાથે હસવુ કે નકામી વાતચીત કરવાનો પણ હુકમ નથી પોતાના મુરીદો અને તાલીબોને સારો રસ્તો દેખાડી દે છે

એક દિવસે રાતની વખતે કેટલાક કવ્વાલ હઝરત સુલતાનુલ **આરેફીન** સાહેબની રૂબરૂ જુદી જુદી જાતના વાજીનત્રો વગાડી ગાવા લાગ્યા ગાયન સાભળવામા આપના મુરીદો પૈકીના મરદ અને ઓરતો સાથે બેસીને એ ગાયન સાભળવા લાગ્યા એ ગાયન સાભળતા એટલા મસ્ત બની ગયા કે હાજર રહેલાઓમા સ્ત્રી પુરૂષનુ કોઇને ભાન રહ્યુ નહિ એ વખતે બુગદાદનો બાદશાહ **હારૂનુર રશીદ** પણ છુપી રીતે એ ગાયનમા હઝરતની હાલત જોવા આવ્યો હતો તે વાતની કોઇને ખબર પડી નહિ પણ હઝરત સૈયદ એહમદકબીર (ક સ મી અ) સાહેબે કહ્યુ હારૂનુરરશીદ બાદશાહ અમારો પારખો લેવાને આવ્યો છે માટે મજ લીસમાથી પોતે ઉભા થઇ હારૂનુરરશીદ બાદશાહ જે સતા-

ઇને છેડે ઉભો હતો તેનુ ઝાડુ ઝાલીને મજલીસે સમામા લાવી બેસાડી દીધો બાદશાહ પણ ગાયન સાભળી બેભાન થઈ ગયો અને પોતાના મનમા જે શક હતો તે દૂર થઈ ગયો ગાયન બધ થયુ ત્યારે હઝરતે બાદશાહને જવાની રજા આપી મવારમા બાદશાહે આલીમો કાઝીલો અને વિદ્વાનોને બોલાવી રાતની સઘળી હકીકત કહી અને પૂછયુ કે આવી રીતે સ્ત્રી પુરૂષો સાથે રહીને ગાયન સાભળે તે બરાબર છે કે નહિ તેનો મને જવાબ આપો સઘળાઓએ જવાબ આપવાને માટે થોડી મુદ્દત માગી ચાલ્યા ગયા આ વાતની હઝરતને ખબર પડી ત્યારે એક મોટા પટારામા રૂ ભરીને તેની વચ્ચે એક ધકધકતો અગારો મૂકી પટારો બધ કરીને બુગદાદ મોકલ્યો પટારો લઈ જતા રસ્તામા ત્રણ દિવસ લાગ્યા. બાદશાહે તે પટારો પોતાના હાથે ઉઘાડી જોયુ તો તે રૂથી ભરેલો હતો અને તેમા જે અગારો મૂકેલો હતો તે સળગતોજ હતો. તરતજ પટારાને પહેલાની પેઠે બધ કરી દીધો અને જેઓએ જવાબ આપવા કહેલુ તેમને તથા બીજાઓને બોલાવી તેમની નજરો આગળ આવેલો પટારો ઉઘાડયો બધા જણ રૂ અને આગનો સબધ જોઈને દગ થઈ ગયા દરેકના મનમા જે કઈ શકા હતી તે ખોટી પડી સૌએ તોબા કરી હારૂનુર-રશીદ આપનો મુરીદ થઈ ગયો હઝરતના મુરીદો યાદે ઇલાહીમા એટલા લીન થઈ જાય છે કે તેમને જમીન અને આકાશ ઉપરની હકીકત નજરે દેખાય છે મે પણ

તેમની ઝીયારત કરી અને મને જે મળવાનુ હતુ તે ત્યાથી પણ મળી ગયુ ત્યાંથી મને **શહાબ ઉમર સોહરવરદી** સાહેબની સેવામા જવાનો હુકમ થયો મે ત્યા જઈને એક ચીલ્લો કર્યો અને આપના મઝાર ઉપર વાચીદ વાળતો રહ્યો આપના ખાતમા ખલીફા છે બધાના આગેવાન તરીકે શેખ બહાઉદ્દીન ઝીકરીયા મુલતાની તથા શેખ જલાલુદ્દીન બુખારી છે આ બન્નેનો મ માન અને મરનઓ પરવરદિગારની દરગાહમા છે તે જગ જાહેર છે હઝરત ખ્વાજા મહરૂદીન સાહેબે બાદશાહી મેલીને શેખુશશુયુખના મુરીદ થવા સઘળા ખજાના નોકર ચાકર ધનદોલત વગેરે હઝરતને અર્પણ કરી પણ હઝરત તમાંથી એક પાઈ સરખીએ લીધી નહિ અને હુકમ કર્યો કે આ બધુ ગરીબ મીસકીન અને ફકીરોમા વેહચી દો હઝરતનો હુકમ મળતાજ સઘળી વસ્તુઓ વેંહચી આપી અને પોતે ખીરકો પેહરી હઝરતની સેવામા રહેવા લાગ્યા એક દિવસ હઝરત પીર દસ્તગીરે કહ્યુ અરે મહરૂદીન તારામા હજુ સુધી બાદશાહીની વાસ આવે છે માટે બે ચાર વરસ સુધી ગટરો સાફ કર, મેલા પાણીની મોરીઓ ધોઈ નાખ, નદી ઉપરથી પાણી ભરી લાવી ફકીરોને આપ કે તારા મનમાંથી બાદશાહી વાસ (અહંકાર) નીકળી જાય. મહરૂદીને તેજ પ્રમાણે કર્યું થોડાજ દિવસમા પરવરદિગારનો પાકો પ્રેમી બની ગયો મે પણ કેટલાક દિવસ ત્યા રહી ફકીર ફુકરાઓની ચાકરી કરી ત્યાથી મને **રૂમીયાં** શહેર

તરફ જવાનો હુકમ થયો

**શહેર રૂમીયા**—અહીં હજરત શેખ જમાલશાહ ઉચ્ચીનો મઝાર છે આપની પાસેથી હાનસો આલમ મુફતીએ દીની ઈલ્મ શીખ્યો આપ રાતની વખતે જંગલમાં જઈ જ્યાં કુની કબર નજરે પડતી ત્યાં યાદે ઈલાહી કરવાને બેસતા અને કહેતા કે જ્યાં સુધી મગીશ નહિ ત્યાં સુધી મારી જાતને પડદાની ગણીશ દરેક વખતે પાક સાફ અને બાવુઝુ રહેતા હતા રાત્રે હમેશ ઉભા ઉભા યાદે ઈલાહી કરતા અને દહાડે રોઝો રાખતા હતા આપના રોઝામાં કોઈ વગર વુઝુએ જઈ શકતો નથી અને કદાપી કોઈ ચાલ્યો જાય છે તો તે દુખી થાય છે આપના રોઝા ઉપર હજારો અશરફીઓ ખર્ચ કરવામાં આવી છે હુ પણ આપના મઝાર શરીફ ઉપર ગયો અને કેટલાક દિવસ ત્યાં રહી પરવર દિગારની યાદ કરી ત્યાંથી મને જે ન્યામત મળવાની હતી તે મળી ગઈ અને **કોહેકાફ** તરફ જવાનો હુકમ થયો

**કોહેકાફ**—આ જગ્યા એટલી તો બિહામણી લાગે છે કે સાધારણ માણસની હીમ્મત ચાલતી નથી કે ત્યાં જઈને રહી શકે કારણ કે ઘણી વખતે વાદળોની ગર્જના જેવા અવાજ આવે છે કોઈ વખતે જાણે કોઈ કુરાનેશરીફની તીલાવત કરતો હોય એવો ભાસ થાય છે પણ કોઈ નજરે પડતો નથી સુલતાન **સિકંદર ઝુલકરનેન** એ જગ્યાએ ગયો હશે ત્યારે તેણે વિદ્વાનોની સલાહ પ્રમાણે સદે સિકંદરી

નામે લોઢાની એક ભીંત ચણાવી છે એ ભીંત એટલા માટે બનાવી છે કે **યાજુજ માજુજ**ના કોમ જે દુન્યાની બીજી કોમોને બરબાદ કરનારી છે તે બહાર નીકળી ન શકે.

**યાજુજ માજુજ**ની કોમ વિષે એમ પણ કહેવાય છે કે મજકુર કોમના માણસો સવારમાં એ ભીંત પાસે આવીને પોતાના નખો વડે ખોદ કામ શરૂ કરે છે જ્યારે સુરજ આથમવાનો વખત થાય છે અને અસરે સુઅહ્ના પરથી નમાઝના વખત અઝા (બાંગ) નો અવાઝ આવે છે ત્યારે એ ભીંતના થોડા પડ બાકી રહેલ પાતળા પહાડ જેવો જણાય છે તે વખતે મજકુર કોમના માણસો પોતપોતામાં કહેવા લાગે છે કે ચાલો હવે બાકી રહેલા ભાગ કાલે તોડી પાડીશું દુન્યામાં જઈને બીજા લોકોને અનેક પ્રકારના દુખ દઈશુ દરીઆ અને નદીઓના પાણી પી જઈશુ પણ પરવરદિગારની કુદરતને ભુલી જઈ અહંકાર કરવા લાગી જાય છે પણ જ્યારે કયામત પાસે આવશે ત્યારેજ યાજુજ માજુજની કોમ એ ભીંતને તોડી પાડી દુન્યામાં બધળે પથરાઈ જશે ઝાડોના પાંદડા ખાઈ જશે નદીયોના પાણી તેમના પીવાથી સુકાઈ જશે દુન્યાના લોકો અનેક પ્રકારની આફતોમાં સપડાઈ જશે.

આ પહાડ ઉપર રોજ ઘણા સાગ થાય છે જુદી જુદી જાતની હરીયાળી ઉગે છે ફરીસ્તાઓનો એ પહાડ ઉપર વાસો છે જે માણસ ઉપર પરવરદિગારની **મેહેરબાનીથી**

વલીનો મસ્તબા આપવાનો હુકમ થાય છે તેને તે જગ્યાએ મ હગાના નમાઝ પઢાવવામા આવે છે આ વગર બીજો નાઇ એ જગ્યાએ જઇ શકતો નથી એક મોટો હોજ બનેલો છે પાળ ઉપર એક રંગબેરંગી જવાહીર જડેલો પ્યાલો છે ગુરૂવારે રાત્રે બહીશતી ન્યામતો ઉતરે છે તેમાથી જનો કીમમતમા જેટલો ભાગ મળવાનો હોય છે તેટલો તેની અરવાહને મળી જાય છ હોજની બાજુમા બે ગાદી તખત હીરામાણેક વગેરે જવાહીરથી જડેલા ત્યા મૂકેલા છે તે બન્ને તખતો પેકીનો એક આસમાન પરી તથા બીજો ગઝપરીનો છે આ બન્ને પરીઆ ત્યાની બાદશાહ છ બીજી પરીયો તેમની સેવામા રહે છે હઝરત અમીર હમઝા (ર અ અ) ઇબ્ને અબ્દુલ મુત્તલીબ હઝરત રસુલે ખુદા (સ અ વ પ) ની હયાતીમાજ આસમાનપરી ઉપર આશક થયા હતા બાર વરસ સુધી એક પહાડ ઉપર પોતે શિકાર ખેલતા રહ્યા રાતની વખતે આસમાનપરી પાસે જતા એક દિવસ શિકાર ખેલવા ગયા હતા ત્યા એક મોટો અઝદહા નજરે પડયો તેને મારવા માટે સાત દીવસ મહેનત કરવી પડી ત્યારે તે માર્યો ગયો તેના માથામાથી મણ કાઢી લીધુ આ પહાડની જમીન ચાદીના પતરા જેવી ચળકતી દેખાય છે તેના પ્રકાશથી આકાશ લીલા રંગનો જણાય છે પરવરદિગારની મેહરબાનીથી હુ પણ ત્યા જઇ શકયો બધી વસ્તુઓ નજરે જોઇ ત્યાથી મને **મદાયન** જવાને હુકમ થયો

**મદાયન**—આ શહેરમા નવશેરવાન આદીલ અને કસરાના મેહેલ હસતી ધરાવે છે કહે છે કે જ્યારે નવશેરવાન ગાદી ઉપર બેઠો ત્યારે જોતિષોને બોલાવી પૂછ્યુ કે હઝરત મહમદ (સ અ વ સ) નો જન્મ કયારે થશે કારણ કે મારા મનમા તેમને જોવા તથા તેમના દીનની હકીકત જાણવાની ઘણી ઈચ્છા છે જોતિષોએ જવાબ આપ્યો કે હઝરત રસુલે ખુદાના પેદા થવાની નિશાનીઓ જગજાહેર છે જ્યારે તેમનો જન્મ થશે ત્યારે તમારા મહેલમા ફાટા પડી જશે સૂર્યના કિરણની ગરમી ઓછી થઈ જશે. પત્થરની મુર્તીઓ ઉંધ મોઢે ભોય ઉપર પડી જશે નવશેરવાન કહ્યુ જ્યારે આપની ઝાત મુબારક પેદા થાય ત્યારે મને ખબર આપજો તે વખતે તમોને બહુ ઇનામ અકરામ આપવામા આવશે, સરવરે કાએનાતને પેદા થવાને થોડાજ દિવસ થયા હતા કે નવશેરવાન મરણ પામ્યો અને જોતિષોએ જે જે નિશાનીઓ આપના પેદા થવાની બતાવી હતી તે બધી બાદશાહની નજરે જોવામા આવી બાદશાહના મરણ પછી મજકુર મદાયન શહેર પણ ખેદાન મેદાન થઇ ગયુ. શહેરના જે ભાગ ઉપર પેગમબરોની આસ્થા હતી તેટલો ભાગ આબાદ રહ્યો હતો તેમા ઉમ્મતે મહમદ (સ અ વ સ) ના બુઝુર્ગો રહેતા હતા. તેમનાથી લોકોને ઘણો ફાયદો પહોચે છે

કહે છે કે નવશેરવાનના મેહેલ પાસે એક ડોશીની ઝુપડી હતી તેને ત્યા એક ગાય હતી તે જ્યારે ચરવા છુટી

મેલતી ત્યારે તે મેહેલમા પેશી જઈ બાદશાહ જ્યા બેઠો હોય તેની આગળ જઇ ગંદકી કરતી હતી તેથી બાદશાહ ગુસ્સે ન થતા ડોશીને કહ્યુ કે આ મેહેલ ડોશીમા તમારી ગાયને બહુ પસંદ હોવાથી હુ તમને બખશીશ તરીકે આપી દઉ છુ માટે તે તમે કબુલ કરો અને આ મેહેલમા તમો તથા ગાય સુખે રહો ડોશીએ બક્ષીશ લેવાને ના કહી આ શહેર ૧૬ ગાઉ લાંબો અને ૧૦ ગાઉ પહોળો છે ૨૧ સદાવર્તો છે તેમાથી દરરોજ જુદી જાતના પકવાન ફકીર ગરીબ અને મુસાફરોને મળે છે કેટલીક દરગાહો છે તેમા તોરેત નામે આસમાની કિતાબના આલેમો રહે છે શહેરની વસ્તી પૈસે ટકે સુખી છે સારા વણકર કારીગરો માલદાર છે આ શેહેરના ખુદા પરસ્ત લોકોથી મને ઘણો ફાયદો થયો અહીંથી મને તુર્કસ્તાન જવાનો હુકમ થયો

**તુર્કસ્તાન** આ શહેરના બાદશાહ અતાબદ્દ નામે હતો આના જેવો ખુદા પરસ્ત બાદશાહ ભાગ્યેજ બીજો હશે રાત્રે ૪૦ માણસો સાથે તહજ્જુદની નમાઝ હમેશ ગુજારતો હતો એની સોબતમા હમેશ બુઝુર્ગ ફકીર ફુકરાઓ અને કુરાને શરીફની તીલાવત કરનારાઓ રહેતા હતા શાહીખજાનામાથી ૧૦૮ સદાવર્તો ચાલે છે તેમા નાતજાતનો ભેદ રાખ્યા વગર દરેક ગરીબ મીસકીન કે મુસાફર હોય તેને સ્વાદીષ્ટ પકવાન આપવામા આવે છે હું એ શહેરમા થોડીજ મુદ્દત રહ્યો પણ એ થોડી મુદતમા દગો–જુઠ વગેરે જે જે અવગુણ મારામા હતા તે દૂર થઈ ગયા.

એક દિવસે બાદશાહે આલીમા આબીદો અને દરવેશોને બોલાવી પૂછયુ કે ચાર પીર અને ૧૪ ખાનવાદા મશહુર છે તે બતાવો કે કયા કયા છે ૧૪ ખાનવાદા તો શેખ ખ્વાજા હસન બસરી સાહેબે ગણાવ્યા છે પણ ચાર પીર કયા કયા બધાએ સાથે મળીને કહ્યુ કે બાદશાહ સલામત આનો જવાબ આવતી કાલે વિચાર કરીને આપીશુ બીજે દિવસ સવારમા મગજાઓએ બાદશાહની સેવામા હાજર થઈને લેખીત જવાબ આપ્યો કે પૂર્વ તરફના અબદુરરહીમ પશ્ચિમના અબદુલકરીમ ઉત્તરના અબદુરરશીદ અને દક્ષિણના અબદુલજલીલ એ ચાર પીર છે માણસના દહાડામા જે સારા અને બગાડ કામો કરે છે તે અસ્ચાકાળે તેમની આગળ રજુ થાય છે જે કામો તેમને પસદ પડતા નથી તે પાછા જે માણસે કર્યા છે તેની ઉપર પાછા મોકલી દે છે વળી કેટલાક એમ પણ કહે છે કે આ ચાર પીર પૈકીના એક મહેતર હઝરત આદમ (અ સ) બીજા પીર મહેતર નુહ [અ સ] આપનુ કહેવુ લોકોએ માન્યુ નહિ તેથી આપે બદ દુઆ કરી જેથી દુન્યામા પાણી ઉભરાઈ ગયુ તે પાણીમા મોટો ભાગ ડુબી જઈ મરણ પામ્યો માત્ર થોડાજ માણસો જે આપની સાથે હોડીમા હતા તે બચી ગયા અને તેમનાથીજ દુન્યામા પરવરદિગારની મહેરબાનીથી વસ્તી વધી અને ઈસ્લામી ધર્મનો ફેલાવો થયો આપે ૧૨૦૦ વરસ સુધી પેગમ્બરી કીધી બેશુમાર માણસો ખુદા પરસ્ત થઈ ગયા આપ જ્યારે દુન્યામાથી પડદે પોશ થયા ત્યારે લોકો

પાછા બુત પરસ્તી કરવા લાગી ગયા લાંબી મુદત પછી મેહતર ઇબ્રાહીમ ખલીલુલ્લાહ જાહેર થયા જેથી ઈસ્લામી દીન દુન્યામા ફેલાઈ ગયો કેટલાક માણસા છુપી રીતે મુર્તી પુજા કરતા હતા આપની ઓલાદમા પાચ પેગમ્બર થયા. જ્યારે પાચમા પેગમ્બર મેહતર યુસુફ (અ સ)ની વફાત થઇ ત્યારે પાછી ઇસ્લામી દીનની સખ્યામા ઘટાડો થતા ગયો ત્યારે પરવરદીગારે પોતાની મેહેરબાનીથી રસુલે ખુદા મહમદ મુસ્તુફા ( સ અ વ સ ) ની જાત મુબારક પેદા કરી જેમના દમની બરકતથી દુન્યામા ચારે તરફ ઈસ્લામી દીન ફેલાઈ ગયો માટે ચોથા પીર પેગમ્બરે આખીરૂઝઝમા છે કેટલાક કહે છે કે પેગમ્બરે આખીરૂઝઝમાના ચાર અસહાબ હઝરત અબાબકર સીદ્દીક ( ર અ ) હઝરત ઉમર ઇબનુલ ખત્તાબ ( ર અ ) ત્રીજા હઝરત ઉસમાન ( ર અ ) અને ચોથા હઝરત અલી [ર અ] રીતે ચાર પીર છે કેટલાક એક પીર તુર્કી કહે છે જેનાથી ( કુલાહ ) ટોપી મળે છે બીજો પીર ઇરાદત જેનાથી પરવરદીગારની કેવી રીતે યાદ કરવી તે બતાવે છે ત્રીજો પીર **તબીયત** જેવાથી મનમા ખોટા વિચારો ઉત્પન્ન થતા મટી જાય છે ચોથો પીર **ઇરશાદ** જેનાથી માણસને પરવરદીગારની દરકાર રહેતી નથી હવે ત્યાથી મને **ગીઝની** જવાનો હુકમ થયો.

**ગીઝની**—આ શહેરમા સુલતાન મેહમૂદ ગીઝનવીનો મઝાર છે અને એજ નામના દશ હજાર બુઝુરગોં મકબરાની ડાબી બાજુએ દફન થએલા છે રિજાલુલગેબ (અલોપ થઇ-

જનાર)ના માણસો તથા પરવરદિગારની યાદ કરનારાઓ મજકુર બાદશાહના રોજામા આવીને રહે છે જે માણસ મનની ધારણાઓ પૂરી કરવાની આસ્થા રાખી ત્યા આવે છે તેમની મુરાદો પૂરી થાય છે કારણ કે આ બાદશાહની ઘણોજ ખુદાપરસ્ત હતો ઘણા તાલિબોને આ બાદશાહ મુબારક જાત વડે ઘણો ફેઝ પહોચ્યો છે મે પણ ત્યા જઈને એક અઠવાડીઉ હી દીદાર જોયા ત્યાથી મને **રૂમ શહેર** જવાનો હુકમ થયો

**શહેર રૂમા**—આ શહેરમા મવલાના જલાલુદ્દીન રૂમીનો મઝાર છે આપની મુબારક જાત વડે બાર હજાર મુરીદોને ફેઝ મળ્યો છે દરરોજ આપની સદાવ્રતમા એક હજાર ટકા ખરચ થાય છે આપ શાહ શમ્શતબ્રેઝ [ક સી ]ના મુરીદ છે શાહ શમ્શતબ્રેઝના લગરમા ચાદ ગાયો એકજ દેગમા એકી વખતે રધાય છે અહી ગરીબ ગરબાઓને દરરોજ જુદી જુદી જાતના પકવાન વેહેચવામા આવે છે લગરમા એટલી બરકત થાય છે કે બધાને વેહચતા કરતા પણ કોઈ દિવસ ખાવાનુ ખુટતુ નથી આપની દરગાહમા એક દરવશ એકના ૭ વરસથી એતિકાફ [ એકજ સ્થળે બેસી રેહવુ ] મા બેઠેલા તે માણસને કોઈએ જોયા નથી દરરોજ માત્ર એક ખજુરથી રોજો ઇફતાર કરે છે અને દરેક નમાઝ વખતે મેહતર ખ્વાજા ખિઝર [અ સ ] ઇમામત કરે છે હુ એ બુઝુર્ગની સેવામા કેટલાક દિવસ રહ્યો, ત્યારે મને ખબર પડી કે આ તો સૈયદ જલાલુદ્દીન બુખારી

સાહેબ છે, તેમણે મારૂ નામ દઈને મને બોલાવ્યો જ્યારે હુ તેઓ સાહેબની સેવામા હાજર થયો ત્યારે મને ફરમાવવા લાગ્યા કે તમારા વડીલ અને હઝરત ગોસુલઆઝમ શેખ બહાઉદ્દીન કુરેશી મુલતાની [ક સી] એ આ ખજુર અમાનત તરીકે રાખી છે જાલા નામનો એક ફકીર આવશે ને આ ખજુર આપજો તે આ ખજુરને ખાઇ જશે અને તેને આ ખજુરથી ફતેહમદી હાસીલ થશે તે ખજુર મને આપી અને હુ તે ખાઇ ગયો અને તેમની દુઆ લઈ **હમદાન** તરફ રવાના થયો

**હમદાન**—આ શહેરના કાઝી [એનુલ કઝાત] એકસો મુફતી–ચાલીસ મુફસસર અને ત્રીસ મુહદદિસોને સબક આપતા હતા. પચીસ વરસ સુધી પોતાની જાતે સબક આપતા રહ્યા. આપ એટલા બધા વિદ્વાન હતા કે આપના કોઈ પણ શાગિર્દને કઈ પણ અડચણ આવી પડતી, તો તરતજ દૂર કરી દેતા આપનો એક શાગિદ બેહેશ્ત નશીન થયો હતો, તેનાથી એક મસઅલાનો ખુલાસો થઈ શકયો નહોતો જ્યારે આ વાતની આપને ખબર પડી ત્યારે બધા શાગિર્દોને સાથે લઈ તેની કબર ઉપર જઈ તેની કબરને ઠોકર મારી કહ્યુ ઉભો થા અને તારી અડચણ બતાવ તરતજ તે શાગિર્દ કબરમાથી ઉભો થઈ ગયો અને કહેવા લાગ્યો કે ફલાણો મસઅલો મારાથી હલ થઇ શકયો નથી આપે ઝટપટ તે મસલો હલ [ સમજાવી દેવુ ] કરી આપ્યો અને પૂછ્યું કે તને કેટલી મુદ્દતથી આ અડચણ

આવી પડી હતી. તેણે જવાબ આપ્યો કે હુ પચાસ વર સથી મરણ પામ્યો છુ અને ત્યારથી મારા મનમા એ બાબતનો શક રહી ગયો હતો તે હવે આજે આપે મારો શક દૂર કરી દીધો આપે કહ્યુ હવે તારા મનમા કઈ પણ શક બાકી રહ્યો હોય તો કહે, તેણે જવાબ આપ્યો કે આપના સમજાવવાથી હવે મારો શક દૂર થઈ ગયો એટલુ કહીને અલોપ થઈ ગયા આપની સાથે આવેલા સઘળા શાગિર્દો હેરાન થઈ ગયા કે આ પચાસ વરસની લાશ શી રીતે જીવતી થઈ ગઈ જીવતા કરવાની શક્તિ તો પરવર દિગારમાજ છે આપની આ વાત લાશને જીવતી કરવાની જગ જાહેર થઇ ત્યારે આલિમો તથા મુફ્તીઓએ હુકમ કર્યો કે આ કામ શરેહથી ઉલટુ છે માટે એમને સુળીએ ચઢાવવા તેથી તેમને સુળીએ ચઢાવના મે મારી નજરે જોયા. મે ત્યા એક ચિલ્લો કરીને આપની જાતને જોઈ, ત્યારે મને માલુમ પડયુ કે એનુલકઝાત વાસિલે હક થઈ ગયા છે આપની જાતથી મને ઘણો ફાયદો થયો, ત્યાથી મને **લિબનાન** પહાડ તરફ જવાનો હુકમ થયો

**કોહે લિબનાન**—આ પહાડમા શેખ બુરહાનુદ્દીન બીઆગાની સાહેબનો મઝાર છે આપ ચાલીસ વરસ સુધી સુતા નથી આપે આખી ઉમર દીવાનાપણુમાજ ગુજારી જે હાજતમદ આપની પાસે જતો તેનુ કામ થઇ જતું આપ આવેલા માણસને પૂછતા કે તે હજ કરી છે કે નહિ જે

માણુસ ના કહેતો તેને કહેતા કે તુ મારી પાઘડી તરફ જો તે માણુસ પાઘડી તરફ નજર કરતા એટલે તેને કઅબતુ-લ્લાશરીફ અને રસુલે ખુદાનો મુબારક રોઝો સાફ નજરે પડતો હતો મને પણ આપની મુબારક ઝાતથી જે નસી-બમા હતુ તે મળી ગયુ ત્યાથી મને **શહેર હેવ** તરફ જવાનો હુકમ થયો

**શહેરહેવ**—અહી સઅદ, સઈદ, તલહા અને ઝુબેર [ર અ] ના મઝાર છે તે ઉપરાત ખુદા પરસ્તોના ચારસો સુવાળી તાયફાવાળાઓના પણ મઝાર છે આ બધાઓનો અવાજ ચોથા આસમાન સુધી સભળાય છે, આ શહેર વાણ જોવા લાયક છે આજ શેહેરની લાલચમા આવીને મઆવીયા ઈબને અબુ સુફ્યાને શરીઉલસુઝનબીન, અલીએ મુર્તુઝા ઓર ફાતમુઝ ઝોહરાના નૂરચશ્મ, અમીરૂલ મોમીનીન હઝરત હસન અને હઝરત હુસેન સાથે લડાઈ કરી હતી.

આ શહેરથી થોડે છેટે એક પત્થર સ્થભના આકા-રનો હવામા અધર છે જે રાત્રે જનાબે રસુલે ખુદાને મેરાજ થઈ, ત્યારે આ પત્થર ઉપર પોતે કદમ મુબારક મૂકયો હતો, એ પત્થરમાથી રડવાનો અવાજ આવવા લાગ્યો આપે રડવાનું કારણ પૂછયુ, ત્યારે એ પત્થરે અરજ કરી કે હું આશાવત છુ પણ પરવરદિગારે માણુસો, જીનો અને પહાડો માટે દોઝખ બનાવી છે તેના ડરથી મને રડવુ આવે છે પત્થરની આ વાત સાભળીને પોતે દીલગીર થઈ ગયા અને ફરમાવા લાગ્યા કે અરે પત્થર

દરેક વસ્તુએ આવીજ રીતે પરવરદીગારની બીક રાખવી જોઈએ તુ કોઇપણ વાતની ફકર રાખીશ નહિ પરવરદિગારના દરબારમા તારો માન મરતબો વધારે થશે પરવરદિગારની બીકના લીધે એ પત્થરનો રગ ધોળો ચાટી જેવો પડી ગયો હતો મે એ પત્થરની ઝયારત કરી, ત્યાથી મને **કિરમાન** તરફ જવાનો હુકમ થયો

**કિરમાન**—આ શહેર ઘણુ આબાદ છે અહી શેખ શુજા કિરમાનીનો મઝાર છે આપ ત્રીસ વરસ સુધી બિલકુલ સુતા નથી જે વખતે નીદ્રા આવતી ત્યારે આખોમા મીઠા (નમક) નો સુરમો આજતા કોઈ વખતે નમક ભરેલી શીશી હમેશ પોતાની પાસેજ રાખતા હતા શેખ શુજા **કિરમાન** શહેરના બાદશા હતા પણ રાજની આવકમાથી પોતાના પોષણ માટે એક પાઈ સરખી એ લેતા નહોતા માત્ર પુસ્તકો લખીને પોતાનુ ગુજરાન ચલાવતા હતા આપના વખતમા ઈન્સાફનું કામ બરાબર શરેહશરીફ પ્રમાણે ચાલતુ હતુ અરજદારોની અરજ સાભળવા માટે પોતે એક સાકળમેહલમા બેઠકની જગ્યાએ રાખી હતી અરજદાર જયારે સાકળ હલાવતા ત્યારે તેમને બાદશાહ પોતાની રૂબરૂ બોલાવી બધી હકીકત સાભળતા, અને ઇન્સાફ કરી આપતા એક દિવસ એક ચકલી એ સાકળ ઉપર આવીને બેશી અને સાકળને ચાચમા ઝાલી હલાવા લાગી બાદશાહે જાણ્યુ કોઈ અરજદાર છે જઇને જોયુ તો પેલી ચકલી ઉડીને ઝાડ ઉપર

ગેશી જે જગ્યાએ ઝાડ ઉપર ચકલી બેઠી હતી ત્યા એનો માળો હતો તેમાથી એના બચ્ચાઓને એક કાળો નાગ મોમા પકડી લઈ ગયો હતો અને ચાહતો હતો કે હવે તે બચ્ચાઓને ખાઇ જાય એવામા બાદશાહના માણસોની નજરે એ નાગ પડયો તેથી માણસોએ તેને મારી નાખ્યો અને બચ્ચાઓ સહી સલામત જીવતા છોડવ્યા

એક સોદાગરે આવીને અરજ કરી કે રાતની વખતે મારે ત્યા એક ભયકર સુરતનો માણસ આવે છે અને મારી સ્ત્રીને લઈ જાય છે મને તેની બીલકુલ બીક લાગે છે હુ જાણતો નથી કે એ બલા કયાથી આવે છે બાદશાહે સોદાગરની વાત સાભળીને ત્રણ રાત્રી દિવસ ફાકો કર્યો પણ પત્તો લાગ્યો નહિ, ચોથી રાત્રે પેલા સોદાગરે આવી કહ્યુ સાહેબ પેલી બલા હાલ ઘરમા આવી છે, બાદશાહ હાથમા તલવાર લઈને બલા તરફ ચાલ્યા અડધી રાતનો સમય હતો. બાદશાહ અને બલાનો મુકાબલો થયો બાદશાહે એવા જોરથી બલાના માથા ઉપર તલવાર મારી કે ધડથી માથુ અલગ થઇ ગયું આવી રીતે જીત મેળવી સોદાગરનુ દુખ ટાળ્યુ બાદશાહે સોદાગર પાસે ખાવાનુ માગ્યું સોદાગરે કહ્યુ બાદશાહ સલામત સુખી રોટલી છે બાદશાહે કહ્યુ મે ત્રણ દિવસથી કશુ ખાધુ નથી સોદાગરે સુખી રોટલી રજુ કરી તે બાદશાહે હોસે હોસે ખાધી અને ત્યાથી ઘેર ગયા. આ બનાવ ઉપરથી જણાઈ આવે છે કે

શાહ સુજા કેટલા બહાદુર અને સબર કરનાર હતા ગજની આવકમાથી લંગરખાના માટે અલાહેદી સીલીક રાખતા હતા શાહી હુકમથી શહેરમા ઢોલ વગાડવામા આવતો હતો અને પૂછતા હતા કે હવે શહેરમા કોઈ પણ માણસ ભૂખ્યો તો રહ્યો નથી ફકીર, દુરવેશ, પરદેશી અગર શહેરની વસ્તીમાનો કોઈ પણ માણસ ભૂખ્યો ન રહે એવી ગોઠવણ હતી. મે પણ આપના મઝાર ઉપર એક ચિલ્લો કર્યો, ત્યાથી મને **શીરાઝ** જવાનો હુકમ થયો

**શીરાઝ**--આ શેહેરમા ચાર ખુદા પરસ્તો વેપાર કરે છે ગમે તે સોદો લેવા આવનાર માણસ જે કિમત આપી જાય તે લઈ લે છે તેમા ખરો ખોટો પારખતા નથી ફક્ત પરવરદિગારની મેહેરબાની મેળવવાની ખાતર કરે છે બહાર ગામથી જે માણસો એમની પાસે આવે છે તેનું મન તેમનાથી છુટા પડવાને થતુ નથી ચારે ખુદાપરસ્તો એક બીજા સાથે હળીમળીને રહે છે દહાડે વેપાર કરે છે અને રાત્રે યાદેહકમા ગુજારે છે દહાડે જે વેપારની આવકમાથી નફો મળે છે તેમાથી અડધો નફો ગરીબ ગરબા, ફકીરો, વગેરેને ખાવાનુ આપવામા ખરચ કરે છે અને બાકી અડધા નફાથી પોતાના કુટુબનુ ગુજરાન ચલાવે છે હુ પણ કેટલાક દિવસ સુધી તેમની સેવામા રહ્યો ત્યાથી મને **કાશ્મીર** જવાનો હુકમ થયો

**કાશ્મીર**--અહી મેહતર સુલેમાન (અ સ) નો બાદશાહી તખત છે, જે એક ઉચા પહાડ ઉપર રાખેલો છે,

પહાડની ચારે બાજુ મોટા દરિયા જેવુ જણાય છે. પાણી નજરે દેખાતુ નથી પણ ધૂળ ઉડતી હોય તેવી રીત અ ધારી જેવુ જણાય છે આ જગ્યા ઘણી ભયકર છે, મેહતર સુલેમાન (અ સ) ને દફન કર્યા નથી પણ તેજ તખત ઉપર સુતેલા છે સઘળા જીન, પરી, તથા પશુ પક્ષીઓ તેમની સેવામા દરેક વખતે હાજર રહે છે, કારણ કે તેઓ એમજ સમજે છે કે મેહતર સુલેમાન (અ. સ.) સુઈ રહ્યા છે અને હમણા જાગશે આ વિચાર કયામત સુધી તેમના મનમા કાયમ રેહશે આપના મુકામની જગ્યા દૂરથી ધુમાડા જેવી જણાય છે અને કોઈ પણ ત્યા જઈ શકતા નથી. મે એ જગ્યા બે ગાઉ છેટેથી જોઈ હતી. એક અઠવાડીયા સુધી હુ ત્યા રહ્યો, ત્યાથી એ જગ્યા બરાબર દેખાતી હતી. એક દિવસે કેટલાક સવાર મારી પાસે આવ્યા, અને કહુ અમને મેહતર સુલેમાન (અ સ) એ મોકલ્યા છે અને કહુ છે કે સૈયદ જલાલુદ્દીનને અમે અમારી ફરજનદીમા લીધો છે અને ખલીફાનો ખીતાબ આપી ચૌદ ખાનવાદાઓની ટોપીઓ બક્ષીસ કરી છે અને મરાકબામાં એક ગોદડી શીવી હતી તે તમારે માટે મોકલાવી છે તે પહેરી લો. મે તે ગોદડી પહેરી લીધી મને એવુ જણાતુ હતુ કે પરીઓ મારા ઉપર પખો હલાવે છે ત્યાથી મને બલખ તરફ જવાનો હુકમ થયો.

**બલખ**—અહીં હઝરત સુલતાન ઈબ્રાહીમ અધમનો મઝાર છે જેમણે બાદશાહત પોતાના દીકરાને સોપી પોતે

એકાત વાસો કર્યો અને પરવરદિગારની યાદ કરવા લાગ્યા ફકીરી વેશ ધારણ કર્યો દિવસે આપનો દીકરો દરિયા કાઠે આવીને જુએ છે તો પોતાના પીતાને એક ઝાડની છાયા તળે શીવતા જોયા તેથી દીકરાએ ગોદડી શીવવાના શોય પીતાના હાથમાથી લઇ દરિયામા ફેકી દીધી અને હાથ જોડી અરજ કરવા લાગ્યા કે આપને આ કામ શોભે નહિ ઘેર ચાલો અને રાજપાટ પાછો સભાળી લો સુલતાન ઈબ્રાહીમ અધમ સાહેબે દીકરાની સઘળી વાત સાભળી લીધી, પણ તેનો જવાબ સરખોએ આપ્યો નહિ થોડીવાર પછી દીકરાએ કહ્યુ જે સોય મે મારા હાથે દરિયામા ફેકી દીધી છે તેજ સોય પાછી દરિયામાથી મને કાઢી આપો, આપે કહ્યુ દરિયામા પડેલી સોય હવે કેવી રીતે મળી શકે, દીકરે કહ્યુ જ્યા સુધી એજ સોય મને નહિ મળે ત્યા સુધી આપનો કેડો મૂકવાનો નથી કા તો સોય કાઢી આપો નહિ તો રાજગાદી સભાળી લો આપે માછલાઓને હુકમ કેર્યો, કે સોય લાવી આપો દીકરો પિતાના વચન સાભળી દરિયા તરફ જોવા લાગ્યો એટલામા તો માછલીઓ પોત પોતાના મોઢામા અગણિત સોયો ઝાલીને પાણી ઉપર આવી તરવા લાગી પણ જે સોય દરિયામા ફેકી હતી તે સોય નહોતી તેથી કહેવા લાગ્યો કે મારે બીજી સોયો જોઈતી નથી પણ મે તો જે લોઢાની સોય ફેકી છે તેજ સોય મારે જોઈએ આપે બન્ને હાથ

જોડી દરગાહે ઈલાહીમા અરજ કરી, એટલે એક જુદી જાતની 'મોટી માછલી કે જેલી સોય મોમા ઝાલી પાણી ઉપર આવી પરવરદિગારે તેને વાચા આપી. તેથી કહેવા લાગી અરે દુન્યાને તજનાર ! હુ આ સોયને લઈ મેહતર ખીઝર (અ સ) ની સેવામા તબરરૂક (પ્રસાદ) તરીકે લઈ જતી હતી, કેટલાક ફરિશ્તાઓએ આ સોયની ઝયારત કરી મને પાછી આપી અને કહ્યુ કે આ સોય પાછી હઝરત સુલતાન ઈબ્રાહીમ અધમની સેવામા પાછી પહોચાડી દે. તેથી આ સોય આપને પાછી આપવા આવી છુ

આપનો દીકરો સોય અને માછલીની હકીકત સાભળી દગ થઈ ગયો માથા પરથી પાઘડી ઉતારી પિતાના કદમો (ચરણ) મા નાખી હાથ જોડી અરજ કરવા લાગ્યો કે હે પિતા ! મારાથી મોટી ભૂલ થઈ, આપ મારો ગુન્હો માફ કરો અને મને આપનો મુરીદ (દાસ) બનાવો કારણ કે મે મારી નજરે જોઈ લીધુ કે પરવરદિગારની આપના ઉપર મોટી મહેરબાની છે કે જેના પ્રતાપે આપની આજ્ઞા (હુકમ) જળચર પ્રાણીઓ પણ માને છે તો દુન્યાની બાદશાહત આની આગળ કશી ગણતરીમા નથી. (પેગમબરે ખુદાએ ફરમાવ્યુ છે કે ગુન્હેગાર તોબા કરે તો તેનો ગુન્હો બાકી રહેતો નથી) આપે જોયુ કે દીકરાનુ દીલ પરવરદિગારમા લાગ્યુ છે અને પોતે ગુન્હાઓની તોબા કરે છે માટે પરવદિગારની યાદ કેવી રીતે કરવી તે સમજાવી દઈ પોતાની મુરીદીમા દાખલ કીધો. આપે સૌથી પહેલો

મુરીદ કર્યો તે આજ આપનો દીકરો છે હરમ સુલતાની માંથી માત્ર એક જ કનીઝે ફક્ત ફાકા કબુલ કર્યો અને પરવરદિગારની યાદબુઝ કરવા લાગી બાકીની બીજી હરમો વગેરેએ તો મુલક અને માલ મીલકત મેળવવાની ઈચ્છા બતાવી. તેથી તે સઘળુ તેમને આપી દીધુ કારણ કે પરવરદિગારે આલમે કુરાને શરીફમા ફરમાવ્યુ છે કે તમામ ધન દોલત અને પુત્ર પરિવાર ( ઓલાદ ) ફસાદની જડ છે. આ બીની બાબતથી ઘણા માણસોને ફેઝ અને ફાયદો પહોંચ્યો છે મે પણ ચાર ચિલ્લા આપની દરગાહમા પુરાં કર્યા ત્યારે મને **હરયવ** જવાનો હુકમ થયો.

**હરયવ**—અહીં શેખુલ ઈસ્લામ હરયવીનો મઝાર છે, આ સાહેબ નામના ફકીર ( ઈશ્વર- ભક્ત ) મા ઘણા પ્રખ્યાત છે આ શેખુલ ઈસ્લામ હરયવના બાદશાહ હતા આશરે ચાલીસ વરસ સુધી પગ- પુઝુએ રહ્યા નથી વગર વુઝુની હાલતમા કોઈ પણ વખતે આસમાન તરફ જોતા નહોતા. ત્રીસ માણસો સાથે હમેશ તહજ્જુદની નમાઝ ગુજારતા હતા. ફરેજને નમાઝ પડવા માટે તાકીદ આપતા અને જે કોઈ પરવરદિગારની યાદ કરવામા આળસુ જણાતા તેમને કેદ કરતા હતા રાજદરબાર ચલાવવામા હોશીયાર અને પાકા દીનદાર હતા કોઈ પણ માણસ ઝુલમ કરી શકતો નહિ જે જમીન આપના કબજામા હતી તેમાથી થોડી પણ ખેતી વગરની પડતર રહેતી નહોતી. આપની હુકુમતમા જેટલી જમીન હતી તે બધી પૈન ૮૦ સુધી હતી ચાર હજાર.

આથી ફકીર ફુકરા ગરીબ અને મીસકીન મુસાફરોને દર-રોજ જુદી જુદી જાતના પકવાન ખાવાને મળતા હતા શેખુલ ઇસ્લામ પોતાની જાતથી મોતાલિબ ઇલ્મોને સબક પઢાવતા હતા તે સિવાય બીજા આલેમો પણ મઝહબી તાલીમ આપતા હતા હુ ચાર અઠવાડીયા સુધી અહીં રહ્યો, ત્યાથી મને **ખુરાસાન** જવાનો હુકમ થયો.

**ખુરાસાન**—અહીં ખ્વાજા મોહદદચિશ્તી (રે. અ) ના મઝાર છે હુ આ શહેરના જેટલા વખાણ કરૂ તેટલા ઓછા છે આ શહેરને જન્નત (સ્વર્ગ) સમાન કહી શકાય આપના રોઝા ઉપર નૂર વર્ષે છે દર વરસે જે તાલિબો આવે છે તેમાના મસ્ત, કે હોશીયાર હોય તે બધળા ખુદા પરસ્ત થઈ જાય છે ખ્વાજા હારૂન દરવેશ નમાઝ મગ ફિબામા બેઠા ચોદ વિદ્યા (ઇલ્મ) ની ખબર રાખે છે જે માણસ આપની પાસે સબક (પાઠ) લે છે તેને થોડા જ દિવસમા બાતિની મકાશિફા (ભેદ) જણાય છે મહેતર બીઝર (અ સ) ખ્વાજા હારૂનથી દરરોજ મુલાકાત કરવા આવે છે, મે આપની સેવામા રહીને સુરૂએ ફકેફની તકબીર પઢી. ત્યાથી મને **મશહદ**મા હઝરતઅલી મુસા રઝા (અ રે) ની ખીદમતમા હાજર થવાનો હુકમ થયો.

**મશહદ**—મેં ત્યાં જઇને જોયું કે દરરોજ કેટલાક આધળા દેખતા થાય છે હઝરત ખ્વાજા મઅરૂફ કરખી (રે અ) ની કબર, હઝરત અલી મુસા રઝા (રે અ) ની

પગાતી તરફ છે આપના મનાકિબ અને કરામતનું વર્ણન કરવુ અશક્ય છે કોઈ માણસ ખગ અ ત કરણથી સલામો અલયકુમ કહે છે તો તેને વઅલયકુમ સલામ જવાબ મળે છે જે વુઝુ કરીને સો તથા તેથી વધારે પાનસો વખત દુરૂદે શરીફ પઢે છે તેમા ખાસ કરીને જુમેરાતે (ગુરૂવાર) દુરૂદ શરીફ પઢનારની મુરાદ પુરી થાય છે મે ત્યા રહીને બે ચિલ્લા કર્યા, ખુલ્લી રીતે આપના દીદાર જોયા અને ત્યાથી મને ઈસ્તમબોલ જવાનો હુકમ થયો.

**ઇસતમબોલ**—આ શહેર ઘણો મોટો છે. દસ દિવસ સુધી અમે ફર્યા ત્યારે એક છેડથી બીજા છેડા સુધી પહોચ્યા. આ શહેર ઘણુ જોવા લાયક છે એક ગુમબદ એટલો મોટો છે કે તેમા ત્રણુસો સાઠ દરવાજા છે, જેટલા અવલીયા અને પયગમ્બરો દુન્યામા થયા, તેમની તસવીરો બનાવીને તેમા લગાડી ગુમબદને બુતખાના જેવુ બનાવી દીધુ છે મેહતર ઈસા [અ સ] ની ઉમ્મત તેમની પૂજા કરે છે તોરેત તથા ઈનજીલ નામની કિતાબો પણ વાચે છે ચાર મહિના સુધી રોજાઓ રાખે છે ધોળા અને તલનુ તેલ ગરીબ તથા અમીર વાપરે છે કોઈ જીવવાળી વસ્તુ ખાતા નથી મડદાઓને બાળતા નથી પણ મુસલમાનો પેઠે કબરમા દાટે છે પરવરદિગારની યાદમા પ્રયાસ કરે છે એમની કેટલીક રીતભાત પસદ કરવા લાયક છે હુ ત્યા કેટલાક દિવસ રહ્યો અને તજવીજ કરતા માલુમ પડયુ કે માત્ર રસુલે ખુદાની તસવીર તેમનાથી બનાવી શકાઈ નહિ મેહતર

સુસુફ [અ સ ] ની મૂર્તિ ઉપર વધારે પ્રેમ રાખે છે એ મૂર્તિ આગળ રંગબેરંગી પકવાન ધરાવી પોતાની પ્રીતીની એક બીજા ઉપર સરસાઈ મેળવવાને લીધે એક બીજામા વેર ઉત્પન્ન થાય છે મને ત્યા જુઠા અને સાચાઓની સારી રીતે ઓળખાણ થઈ ગઈ ને મે તેમને સારી રીતે પારખી લીધા ત્યાથી મને સરીરહ શહેર તરફ જવાનો હુકમ થયો.

**સરીરહ**—આ શહેરમા હઝરત ખ્વાજા અખીનો મઝાર છે આપે પોતાની હયાતીમા ત્રણ વખતે ઉઘાડા પગે ચાલીને હજ કરી- ચોથી વખતે એક બિલાડી અબલક રંગની પણ શેખ સાહેબની સાથે હતી જે મુસાફરો દૂર દેશાવરથી શેખ સાહેબની પાસે આવતા હતા, તેમની શેખ સાહેબને ખબર આવતી હતી, કે આટલા માણસો આવે છે માટે આવનાર મુસાફરો માટે ખાવાનુ તૈયાર કરાવતા એક દિવસે બિલાડીએ કહ્યુ કે દસ માણસો આવે છે પણ મુસાફરો આવ્યા ત્યારે અગ્યાર હતા શેખ સાહેબે વિચાર કર્યો કે આ વખતે બિલાડીની વાત શા કારણથી ખોટી પડી જ્યારે ખાવાનો વખત થયો ત્યારે બિલાડીએ પેલા અગ્યારમા મુસાફરને પોતાના નખો વડે ઘાયલ કરી દીધો. શેખ સાહેબે નોકરોને હુકમ કર્યો કે આ માણસનો ખિરકો ઉતારી લો જ્યારે ખિરકો ઉતારી લીધો ત્યારે તેના ગળામા જનોઈ નાખેલી હતી પેલા દસ જણાએ અરજ કરી કે આ માણસ અમારી સાથે દસ વરસથી ફકીરના વેશમાં ફરે છે પણ

અમને ખબર નહોતી કે આ માણસ મુસલમાન નથી કારણ કે એ હરરોજ અમારી સાથે નમાઝ પઢતો હતો, તેમજ રોઝા પણ રાખતો જનોઈવાળો માણસ ઝ ખવાણો પડી ગયો, અને પહેરેલી જનોઈ તરતજ તોડી નાખી અને શેખ સાહેબના હાથે મુસલમાન થઈ તેમની સેવા કરવા લાગ્યો. મે મજકુર શેખ સાહેબની ઝયારત કરી, ત્યાથી મને શહેર હમા તરફ જવાનો હુકમ થયો

**હમા**—આ શહેરમા એક લાખ છ હજાર બહાદુર મુસલમાનોએ યાહુદી તથા પરધર્મીઓ ઉપર ફતેહ મેળવી તેમના નામ નીશાન મટાડી દીધા આ શહેરથી વીસ વીસ ગાઉ સુધી ચારે બાજુ ઈસ્લામી ધર્મ પાળનારા વસતા હતા અઝાનો અવાઝ દૂર દૂર સુધી સભળાતો હતો. આ શહેરથી બહાર સિકદર ઝુલકરનેને એક મોટી ઈમારત બધાવી છે આ શહેરમા માણસ, પશુ, પખી અને જગલી જનાવરો પણ સુખે રહી શકે છે એક બીજાને કોઇ દુખ દેતા નથી આ શહેરમા ઇસ્લામી ધર્મના દુશમનો રહેતા નથી ઘણા તાલીબ ઇલ્મો અહી જુદા જુદા ઈલ્મ શીખવાને આવે છે વીસ મદ્રસાઓ ચાલે છે જેમા જુદા જુદા ઈલ્મ શીખવાડે છે ત્રીસ મકતબો છે, જેમા બાળકો ફકત કુરાને શરીફ શીખે છે બસે હુજરા (કોટડીયો) છે જેમા પરવરદિગારની યાદબુજ કરનારાઓજ રહે છે આ શહેરની ચારે બાજુ પાણી પડે છે, તેથી ખેતીવાડી બહુ જ સારી રીતે થાય છે

ચારો તથા પાણી પુષ્કળ મળવાથી પશુ પક્ષી તથા જળ-ચળ પ્રાણીઓ સારા થાય છે હુ પણ સર્વેનો સ્વાદ ચાખી શુકરાનો અદા કરતો ગ્યો ત્યાથી મને બરૂચા શહેર તરફ જવાનો હુકમ થયો.

**બરૂચા**–અહીં હુરબરોઇનો મઝાર છે જે હઝરતના વખતમા હઝરત અમીર હમઝાના સ્નેહહી અને નોકર હતા આ કસબો ઘણો આબાદ છે વેપારી અને ખેડુતોની વસ્તી વધારે છે સોદાગરો અને ખેડુતો પોતાની ઉપજમાથી એક ભાગ ધર્માદા તરીકે જુદો કાઢે છે ઝકાત પણ બરાબર કાયદા પ્રમાણે કાઢે છે, તેથી ગરીબ ગરબાઓ પણ માલ-દાર થઈ ગયા છે અને સારી રીતે પોતાનુ ગુજરાન ચલાવે છે આ કસબામા ચોર કે લૂટારાઓ રેહેતા નથી, સ્ત્રી પુરૂષો ઇમાનદાર અને સારી ચાલથી ચાલવાને વધુ પસદ કરે છે, દરેક જણ પરવરદિગારની પોતાથી બની શકે તેટલી બદગી કરે છે બધા હનફી ધર્મ પાળે છે ગાયનને વધારે પસદ કરે છે, હુ પણ કેટલાક દિવસ આ કસબામા રહ્યો, ત્યાથી મને શહેર ગજહ તરફ જવાનો હુકમ થયો

**ગંજહ**–અહીં મે આવી વાત સાભળી કે એહમદ નામના હાજીઉલ હરમેન થઈ ગયા જે હમેશા દારૂના નિશા જેવી હાલતમા રેહેતા હતા અને શુક્રવારે (જુમા) મીમ્બર ઉપર ઉભા થઈ ખુતબો પઢતા અને વસીયત કરતા કે જ્યારે હુ મરી જાઉ ત્યારે મને ચોખ્ખા દારૂથીજ ગુસલ (નહુવરાવવુ ) આપજો અને તે મુરીદાએ તેજ પ્રમાણ કર્યુ

બીજી વસીયત આપે એ કરી હતી કે જે માણસ દારૂ પીવાનું છોડી દેવા ચાહતો હોય તેણે મારી કબર ઉપર એક દારૂનો શીશો રેડી દેવો, જેથી તેની દારૂ પીવાની ટેવ દૂર થઈ જશે કોઈ દિવસ એવો જતો નથી કે આપની કબર પણ પાચ પચાસ દારૂની બોતલો ખાલી થતી ન હોય આમ કરનારની દારૂ પીવાની ટેવ છુટી જાય છે

આ શહેરના બાદશાહનું નામ અબુસઈદ હતુ જેણે (સુસીફી) ગાયનની શરૂઆત કરી હતી એવી રીતે ગાયનનો પાઠ એ બાદશાહ જાતે શીખવાડી શકતો હતો હાજી એહમદની દરગાહમા ગુરૂવારે લગભગ ત્રણ હજાર માણસો એકઠા થાય છે અને ગાયન સાભળે છે કેટલાકને હાલ ચઢી જાય છે અને તેમાના કેટલાક મસ્ત થઈ કૂદવા લાગી જાય છે જુદી જુદી જાતના વાજીત્ર બનાવી વગાડે છે મુરીદો અનાજ લાવીને રાંધે છે અને લોકોને ખવરાવે છે હઝરત શેખ બદરૂદ્દીનનો મઝાર પણ અહીંજ છે આપના રોઝા પાસે એક હોઝ (કુ ડ) છે જેમા જુમેરાતે રાત્રે (ગુરૂવારે) એટલે જુમાની રાત્રે પાણી ભરાઈ જાય છે લોકો તેમાથી પાણી ભરી જઈ પોતાના ઉપયોગમા લેછે પીએ છે લુગડા ધૂએ છે તે હોઝ જુમેરાતની રાત સુધીમા ખાલી થઈ જાય છે અને પાછો જુમાને રાત્રે કુદરતે ખુદા અને એ બુઝુર્ગની બરકતથી પાછો ભરાઈ જાય છે, હાજી એહમદના મઝાર પાસે એક ખાડો છે તે કેટલો ઉડો છે તેની કોઈને ખબર નથી આ ખાડામા એક અઝગર રહે છે તે સાપોનો

બાદશાહ કહેવાય છે તે એટલો મોટો છે કે દૂરથી જોનારને એક કાળા પહાડ જેવો જણાય છે એ ખાડા ઉપર એક ઢાકણું છે તેથી તે હમેશા વાસેલુ રહે છે પણ કોઈ વખતે ગાયનનો અવાજ તે અજદહાના સાભળવામા આવે છે ત્યારે જોર કરીને ઢાકણુ ભાગી નાખી બહાર નીકળી ગાયન સાભળવાને ગમે ત્યા પડી રહે છે જ્યારે ગાયન બદ થાય છે ત્યારે પાછો ખાડામા ચાલ્યો જાય છે પણ કોઈને ઈજા આપતો નથી આ શહેરની શોભા ઘણી સારી છે ત્યાથી મને **કીલએ ખેબર** તરફ જવાનો હુકમ થયો.

**કીલએ ખેબર**—દરવેશોની મોટી જમાત સાથે હુ ત્યા જઈ પહોચ્યો, ખેબર એક મોટો કિલ્લો છે જેનુ બારણુ એક હજાર મણ સોનું ખરચીને બનાવેલુ છે આ કિલ્લાની ચારે બાજુ મીસ્તેર ગજ પહોળી ખાઈ છે અહીંનો રાજા ઈસ્લામી નહોતો, તેથી કરીને મુસલમાનોને લુટી લઈ મારી નાખતો હતો આ કિલ્લાને હઝરત અલી (રદી) એ ફતેહ કર્યો હતો જ્યારે ચઢાઈ કરી ત્યારે કિલ્લા પાસે ઉભા રહીને એક હૈદરી નઅરો માર્યો, જેની ગર્જનાથી બારણુ એકદમ તુટી પડયું, તે બારણાને ખદક (ખાઈ) ઉપર મૂકીને પુલ બનાવી ઈસ્લામી લશકર કિલ્લામા દાખલ થયુ હતુ રાજાના એસી હજાર માણસો માર્યા ગયા કેટલાકે ઈસ્લામી ધર્મનો સ્વીકાર કર્યો. મસજીદો બનાવી તેમા અઝા (બાગ) આપનારા મૂકવામા આવ્યા કિલ્લામા અને તેની ચારે બાજુ ઓગણીસ ગાઉ લાબી અને સત્તર ગાઉ પોહળી જમીન ઉપર

વસ્તી હતી પણ હવે તો થોડી વસ્તી રહી ગઈ હતી અને બાકીનો ભાગ ઉજડ થઈ ગયો હતો અહી માણસના આકારે દેવ હતો, જેનો ઘેરાવો ૧૧૦ ગજનો હતો જેનુ મોઢુ એક મોટા ખાડા સમાન અને દાત હાથીના દાત જેવડા હતા જ્યારે એ શહેરમા આવી જતો ત્યારે ૧૨૦ માણસોને પોતાની બગલમા હાથ વડે દબાવી જગલમા લઈ જતો અને એક પછી એકને રાધીને ખાઈ જતો લોકો આ આફતથી બહુજ બીતા હતા જ્યારે હુ ત્યા ગયો ત્યારે શહેરના માણસો મારી પાસે આવી કરગરવા લાગ્યા અને કહેવા લાગ્યા કે ઓ સરવરે કાએનાતના ફરઝદ અમે આપના વડીલની ઉમ્મત છીએ ઈસ્લામી ધર્મ પાળીએ છીએ પણ અમારા વડીલો પરધર્મી હતા અમારા ઉપર આ આફત આવી પડી છે, એ આફત માણસોને મારી નાખે છે તેની આગળ અમારૂ કશુ ચાલતુ નથી પાચ વરસથી આ આફત અમારા ઉપર આવી પડી છે, સાતમે દહાડે આ બલા શહેરમા આવે છે અને ૧૨૦ માણસોને પકડી લઈ જઇ શેકીને ખાઈ જાય છે આથી શહેરમા કોઈ સુખે રહી શકતો કે ખાઈ પી શકતો કે ધધો રોજગાર કરી શકતો નથી લોકોના દુખની વાત સાભળી મને દયા આવી, મુસલમાન એક બીજાના ભાઈ છે મે લોકોની આફત દુર થવાને પરવરદિગારની જનાબમા હાથ જોડી અરજ કરી પરવરદિગારે મારી અરજ કબુલ કરી મે શહેરના માણસોને કહ્યુ જ્યારે એ આફત શહેરમા આવે ત્યારે મને

ખબર આપજો એક દિવસે અમે સવારની નમાઝ પઢી વઝીફો પઢી રહ્યા બાદ ઈશરાકની નમાઝ અદા કરી રહ્યા હતા એટલામા શહેરના લોકોને ફર્યા કરતા જોયા એટલે ઝટ ફકીરો સાથે તે આફતની સામે ગયા ચાર ગાઉ છેટેથી એ આફત એક કાળા ડુગર સમાન જણાવા લાગી. માણસોને મે ત્યાજ રોકી દીધા અમે આગળ વધ્યા અને આફત પણ અમારો સાથે અલમસ્ત હાથીની પેઠે ઝોળા ખાતી અમારી સામે ચાલી આવતી હતી. જ્યારે આફતે જોયું કે આમા તો બધા ફકીરો છે, પણ કોઈ હુન્યાદાર નથી એટલે ત્યાજ અટકી પડી અમે આગળ વધ્યા એટલે તેણે માથુ નમાવી સલામ કરી પછી તે આફત કહેવા લાગી કે ઓ ફરઝદે રસુલ! મારા પેટમા એટલી અગ્ની લાગે છે તે ગરમીને લીધે કોઈ પણ પ્રકારે મારૂ પેટ ભરાતુ નથી માટે મારી ભૂકની આપદા દૂર કરી દો ગામના લોકો પણ મારી ભૂખના લીધે દુખી થાય છે મે આફતની અરજ સાભળીને ઝેનુલ આબેદીન ખારી જે તાલિમે હક હતા તેમની પાસે રોટલી માગી તેમણે મને એક સુખી રોટલીનો કડકો આપ્યો તે મે તેને આખી ખાઈ જવા કહ્યુ, એટલે તે આફત સુખી રોટલીનો કડકો ખાઇ ગઈ અને પાણી પીધુ એટલે તેનુ પેટ ભરાઈ ગયુ, એટલે અરજ કરી કે મે એવો વિચાર કરી રાખ્યો હતો કે જે માણસ આ મારી ભૂખનો દુખ ટાળશે તેજ માણસને હુ મારા મુરશદ તરીકે માનીશ અને તે જે હુકમ આપશે તે

પ્રમાણે જીવતા સુધી ચાલીશ મે કહ્યુ કે ચાલો થોડા દિવસ અમારી સાથે રહો અમે તેને લઈને શહેરમા આવ્યા એ આફતની ખોરાક માત્ર એક રોટલી જેટલીજ થઈ ગઈ અને દરેક વખતે પરવરદિગારની યાદ ખુબ કરવા લાગી તેથી તેનો પણ માન મરતબો વધી ગયો અને પોતાના ગુન્હાઓની તોબાહ કરી ઇસ્લામ ધર્મ કબુલ કરી પાચમે વરસે મરણ પામી, આ આફત યાજુજ માજુજની કોમ-માની ઓલાદ હતી એનો કદ આદ જેટલો ઉચો હતો પણ એના નસીબમા ઇસ્લામ ધર્મ લખેલો હોવાથી અંતે તેની ઇચ્છા પરવરદિગારે પૂરી કરી અને ફકીરોની જાતે તેને ફેઝ પહોચ્યો. ત્યાથી મને **બદખશાન** તરફ જવાનો હુકમ થયો

**બદખશાન**—આ શહેર એક ઉચા પહાડ ઉપર વસી વેલો છે પહાડ ઉપર પરવરદિગારની યાદ કરનારાઓ જાય છે પહાડની ઉપર સાજની વખતે દીવો થાય છે પણ એ દીવો કોણ સળગાવે છે તે જણાતુ નથી પહાડ ઉપર યાદે હક કરનારાઓના અવાજ બહુ જોરથી સભળાય છે આ જગ્યા ઘણી ભયકર હોવાથી સાધારણ દુન્યાદાર માણસ ત્યા જઈ શકતા નથી હઝરત રસુલે ખુદા (સ અ. વ. સ ) આ પહાડ ઉપર તશરીફ લઈ ગયા હતા તેથી આ જગ્યા ઘણી પવિત્ર અને મુબારક મનાય છે પહાડ ઉપર કેટલાક મરદાનેખુદા જેઓ પડદાપોશ રહે છે તેમની સાથે મારે મુલાકાત થઈ, ત્યાથી મને શહેરે **ખ્વારઝમ** જવાનો હુકમ થયો

**ખ્વારઝમ**–અહીં હઝરત શેખ નજમુદ્દીન કુબરાનો મઝાર છે આ શહેર ઉપર ઉઝબુક જાતના મુગલોએ ચઢાઇ કરી શહેરને ખેદાન મેદાન કરી નાખ્યુ હઝરત શેખ ફરીદુદ્દીન અત્તાર પણ આજ લોકોના હાથે શહીદ થયા હતા માથા ને શરીર ઉપરથી જુદો કરી હાથમા ઝાલી વાતો કરતા હતા જીહુન નદીમા થઇને એ શહેરમા દાખલ થયા હતા જ્યારે કાફરોએ મઝકુર શેખ સાહેબની આવી કરામત જોઈ ત્યારે બધાએ ઈસ્લામી ધર્મ કબુલ કર્યો અને બહુ ખરચ કરીને આપનો સુદર રોઝો બનાવ્યો અને તેમની મુરીદી ધારણ કરી શેખ શાહેબના લગરખાનામા દરરોજ જુદી જુદી જાતના પકવાન રાધી ગરીબ, મીસકીન અને ફકીર કુકરાઓને વહેચવામા આવે છે આ શહેરમા સુલતાન ફખરૂદીન આદીલ બાદશાહે એક મોટી સુદર મસજીદ બનાવી છે પણ તે સપૂર્ણ રીતે તૈયાર થઈ શકી નથી આ મસજીદ પાસે ઘણો ઉડો હોઝ બનાવેલો છે જેનાથી લોકોને ઘણો ફાયદો થાય છે આ મસજીદની દરેક મહેરાબ ( કમાન )મા જુદી જુદી જાતના જવાહીરો જડેલ છે સોનેરી પચ્ચીકારી કરી છે આ મસજીદની શોભા જોઇને હિદુસ્તાનમાના કોઈ કોઇ બાદશાહે પોતાના મેહેલોમા જવાહીર જડાવ્યા હતા ઈમામ શાફઇ ( રે અ ) એ આ મસજીદમા ન છુટકે નમાઝ પઢવાનો ફતવો આપ્યો છે આ જગ્યાએ પરવરદીગારની કુદરતથી વરસાદમા સોનુ અને જવાહીર વરસ્યા હતા, અને એ વરસાદથી લીલી ઘાસ

ઉગી નીકળી હતી જે ગાય ભેસો અહી ઉગેલો ઘાસ ખાય છે તેમના દુધમા મીઠાશ વધારે હોય છે આ શહેરમા ચાર ગાઉ જેટલો મોટો બજાર છે આ શહેરને સુલતાન સિકંદરે જીકુન નદીના ટાપુ ઉપર આબાદ કર્યું હતુ અહી કુતુબ તારો ( ધ્રુવ ) બરાબર માથા ઉપર જણાય છે આ જગ્યાએ માત્ર દુનીઆની મુસાફરી કરનાર સિવાય બીજા કોઈ જતા નથી હુ એ જગ્યાએ ગયો હતો ત્યાથી મને **એરાક** તરફ જવાનો હુકમ થયો

**એરાક**—અહીં પહાડ ઉપર હઝરત ખ્વાજા અબદુલ્લા અનસારીનો મઝાર છે આ પહાડમા ૪૦ ખો [ ગાર ] બાનવેલી છે દરેક ખોમા આપે એક વરસ રહીને યાદે ઇલાહી કરી છે ખાવા પીવાનુ સઘળુ તર્ક કરી દીધુ હતું એક દિવસે રાત્રે ગેબથી અવાઝ આવ્યો કે ઓ અબદુલ્લા ! તુ શુ માગે છે આપે, અરજ કરી કે મારી દરગાહમા હમેશા દીવો બળતો રહે ત્યારે હુકમ થયો કે તમારી લાકડી આ પહાડપર પટકો, જેથી તમને મારી કુદરત જણાશે આપે પહાડ ઉપર લાકડી પટકી એટલે પહાડમા એક ખાડો પડી ગયો અને તે ખાડામાથી જુદી જુદી જાતના જવાહીર નીકળવા લાગ્યા. ઘણા સોદાગર ત્યા જઈને એ જવાહીરનો વહેપાર કરે છે આપના આસતાનામા ૧૫૦ આલેમો રહે છે, આપના મદ્રસાઓમા ૧૪૦ વિદ્યાર્થીઓ ( તાલિબુઘઇલિમો ) સબક લે છે દરેક તાલિબઇલમને લંગરમાથી ખાવાનું મળે છે અહીં ખ્વાજા મેહમુદની

મુબારક જાત વડે ઘણા લોકોને ફાયદા પહોચ્યો છે જુદી જુદી રીતે યાદ ઇલાહી કરતા શીખવાડયા છે પેગમબરે ખુદા ( સ અ વ સ ) એ ફરમાવ્યું છે કે માણસને જે દમ ( શ્વાસ ) પરવરદિગારની યાદ વગર લેવાય તે મડદા જેવો છે તેમજ હદીસે કુદસીમા પણ કહેલુ છે કે એ માણસ જાત ! તમારો દમ મારો નબી છે જો તુ તારા દમને મારી યાદમા ખરચ કરે તો તે યાદ તને મારાથી મેળવે છે અને જો એ દમને મારી યાદ વગર લે. તો તે મારા નબીને કતલ કર્યા જેવો ગણુવો. અને જેણે કતલ કર્યો. તેનો હિસાબ કયામતને દહાડે હુ બરાબર લઇશ

ખ્વાજા મેહમુદ પણ વાએઝમા ઘણી વખતે ફરમાવતા હતા કે જે તાલિબ છે તેણે દમ હોશીરી સાથે લેવો જોઇએ અને જે દમ અદર બહાર આવજા કરે છે તેને માટે એવોજ વિચાર રાખવો જોઇએ કે અદર ગએલો દમ પાછો બહાર આવશે કે નહિ અને બહાર ગએલો દમ પાછો અદર આવશે કે નહિ કારણ કે મોતની માણસને ખબર નથી કે કયા સેકન્ડમા આવી જશે. માણસનું હ્રદય ( દીલ ) યાદે ઇલાહીથી જેટલુ રાજી ખુશી રહે છે તેટલુ દુન્યાની કોઇ પણ વસ્તુથી સુખી રહી શકતુ નથી આ સ્વાદ તો યાદે ઇલાહી કરનારાઓજ જાણે છે દુન્યાદારને તેની ખબરજ નથી લોઢા ઉપર જેવી રીતે ચઢેલા કાટને સીકલીગર સાફ કરી ચળકતો બનાવી દે છે તેવીજ દુન્યાદાર માણસ દુનીયાની જાળ જ જાળમા ફસાઇ જવાથી તેના

દીલ ઉપર કાટ આવી જાય છે એટલે અંધકાર છવાઈ જાય છે તે અંધકાર અને કાટ પીર મુરશદ અને ખુદા-પરસ્તોની સેવામા રહી યાદે હક કરવાની રીતો જાણી તે પ્રમાણે પરવરદિગારની યાદ કરવાથી દૂર થઈ જાય છે અને તેના દીલમા નુરનો દરિયો લહેરાતો દેખાય છે મે પણ તેઓ સાહેબની ખીદમતમા રહી યાદે હક કરવાની રીતો શીખી અને તે પ્રમાણે ઝીકે ઇલાહી કરવા લાગ્યો જેથી મને માલુમ પડયું કે દીલ માસ ( ગોસ્ત ) નો લોચો માણસના શરીરમા ડાબી તરફ કુદરતે મૂકેલો નથી પણ તે પરવરદિગારના ખાસ રહેઠાણની જગ્યા છે ત્યાથી મને તબ્રેઝ જવાનો હુકમ થયો.

**તબ્રેઝ**—અહી હઝરત શમ્સતબ્રેઝનો મઝાર છે, મે અહી કેટલાક દિવસ રહી પરવરદિગારની કુદરતનો તમાશો જોયો રાત્રે નુર વરસે છે આ દરગાહ પરથી ઘણા લોકોને ફૈઝ પહોચ્યો છે મનની મુરાદો પુરી થાય છે અહી સુલતાન મુજાહિદ નામે ઘણો ઈન્સાફી બાદશાહ હતો, બધો દેશ તેના કબજામા હતો એનો ખજાનો જવાહિરોથી ભરેલો હતો આ બાદશાહની જાતે કોઇને ઇજા થઈ નથી વેપા-રીઓ જુદી જુદી જાતનો માલ વેપાર કરવાને લઈ જતા હતા અને ધારા પ્રમાણે ભાગ આપતા હતા બાદશાહ પોતાની જાતે તપાસ કરીને હકદારોના હકો અપાવતો હતો આ બાદશાહના વખત કોઈ માણસ એક બીજા ઉપર જુલમ કરી શકતો નહોતો એનો ઈન્સાફ જગજાહેર હતો.

પાંચ વખતની નમાઝ ઉપગત તહજ્જુદ, ઇશરાક તથા ચાસ્તની નમાઝ કોઈ વખતે ( કઝા ) જતી નહોતી. કોઇ વખતે વઝુ વગર રહેતો નહોતો અઝાનો અવાઝ ચાર ગાઉ સુધી સભળાતો હતો. જે સાભળી મરદ તથા ઓરતો નમાઝ પઢવાને તૈયાર થઈ જતા હતા

આ શહેરમા શેખ ઇસ્માઇલ અત્તાર નામે એક સખસ હતા જેમના ઉપર પ્રેમની અગ્નીએ પ્રવેશ કરેલો હતો. સરોદો વગાડીને પોતાનો ગુજરાન ચલાવતા હતા, જ્યારે રબાબ નામના વાજાને વાગતો સાભળતો કે ત્રણ દિવસ સુધી બેભાન થઈ જતો પોતાના શરીરની કઈ પણ ખબર ન રહેતી લોકો સમજતા હતા કે એ મરણ પામ્યો છે, અને જ્યારે તે બેભાન હાલતમા આહ કરીને કહેતો ત્યારે મોઢામાથી ચણગારીઓ ઉડતી હતી આખોમાથી આસુ નીકળતા નહોતા અને બુમો પાડતો હતો કે હુ બળી જાઉ છુ, મારા ઉપર પાણી રેડો મે તેને મારી નજરે જોયો હતો હુ કેટલાક દિવસ તેની સોબતમા રહ્યો ત્યાથી મને **મીરાન** નામે પહાડ ઉપર જવાનો હુકમ થયો

**કોહે મીરાન**–હઝરત શેખ નસીરૂદ્દીન બરચશનો મઝાર આ પહાડ ઉપર છે દરગાહમા જેટલા માણસો હોય છે તેમને બધાને સરખો ભાગ મળે છે લગરમાથી બધાને ખાવાનુ અપાય છે, આ પહાડ ઉપર એક સમ ચોરસ શહેર મધ્યમસરનો વસાવેલો છે આ શહેરમા બજારની બાધણી બહુ સારી જોવા લાયક છે, વેપારની મ ડાઈ પણ બહુ મોટી

છે અહી લોકો આલેમો, ફાઝેલો, હાફીઝો વગેરે નેક અને ખુદાપરસ્ત છે, હલાલ રોઝી કમાઇને પોતાનું ગુજરાન કરે છે આ શહેરમા દારૂની એકે દુકાન નથી મે આ શહેરમા રહેવાનો વિચાર કર્યો પણ મારી કીસમતમા અહીનો દાણો પાણી નહિ હોવાથી થોડાજ દિવસમા મને **જુમ્મા** શહેર તરફ જવાનો હુકમ થયો.

**શહેરે જુમ્મા**—અહી આખુદ શેખ સૈયદનો મઝાર છે, આપે ચાલીસ વરસ સુધી એ પહાડ ઉપર ઉભા રહીને યાદે ઈલાહી કરી છે કોઈ વખતે બેઠા કે ઉઘ્યા નથી, રોજો રાખતા હતા અને એક ખજુરથી ઈફતાર કરતા હતા. ચાલીસ વરસ બાદ આપને પૂછવામા આવ્યું કે તમે શુ ચાહો છો. આપે અરઝ કરી કે ઓ પરવરદિગાર ! હુ એટલુ ચાહુ છુ કે ક્યામત સુધી મારો લગર [ સદાવૃત ] જારી રહે અને તેમા કઈ પણ અડચણ આવે નહિ ગેબથી અવાઝ આવ્યો કે ઓ શેખ સાહેબ ! જમણી ડાબી તરફ જુઓ કેટલાક પક્ષીઓ ઈડા, નાખશે તે ઈડા લઇને તમે સોદો ખરીદજો. અને લગર જારી કરો ક્યામત સુધી તેના ખરચમા કમી થશે નહિ મે તે બુઝુર્ગની ઝયારત કરી ત્યાથી મને શહેરે **ફરંગીયા** તરફ જવાનો હુકમ થયો.

**શહેરે ફરંગીયા**—આ શહેર બહુ મોટુ છે, અહીયા બાદશાહ પાસે ૧૭૦૦૦૦ સવાર અને ૨૨૦૦૦૦૦ પાયદલ લશ્કર છે, આ શહેરમા બે હજાર દારૂ વેચનાર અને ત્રણ હજાર વેપારીઓ છે, દરેક વસ્તુ વેપારીઓને ત્યા મળી શકે

છે આ શહેરમા એક ગુમબદ બનાવેલુ છે તેમા તા. ૧૦ મોહરમને દિવસે બધા લોકો એકઠા થાય છે અને હઝરત ઈમામ હસન તથા હઝરત ઈમામ હુસેન [ ર અ ] નુ શહાદતનામું વાચે છે સારા પકવાન રાધીને નયાઝ દેવડાવી તેનો સવાબ બન્ને સાહેબોની અરવાહ મુબારકને બખશે છે અને બધા સાથે મળીને તે નયાઝનો ઉપયોગ કરે છે. બૈરાઓ એકઠા થઇને ધાટો કાઢી રડે છે અને મુઞીઓને લાઅનત કરે છે જ્યારે તે લોકો હઝરત મઆવીયાને ખોટુ ખરૂ કહેવા લાગ્યા ત્યારે મે તેમને ખોટુ બોલતા અટકાવ્યા કારણ કે તેઓ એક સહાબી છે તેથી તે લોકો મારાથી લડવો લાગ્યા. પણ તેમા એક માણસ સારો આલમ અને સમઝદાર મુનસફ મીઝાઝનો હતો તેણે મારી સઘળી હકીકત સાભળી મારીજ તરફેણમા ફેસલો આપ્યો જેથી હુ ફતેમદ થયો તેણે કહ્યુ કે પરવરદિગારે કુરાનેપાકમા ફરમાવ્યું છે કે જો તમારામા ઝગડો પડે અને તમે ઇમાનદાર હોવ તો તે ઝગડાને પરવરદિગાર તથા રસુલેખુદા ઉપર મુકી દો, તે તેનો ફેસલો આપશે.

આ ફેસલો સાભળીને બધાએ તોબાહ કરી. બધા મારા પગે પડવા લાગ્યા મે કહ્યુ કે ભાઈ! પરવરદિગારે ફરમાવેલું છે કે કછ પણ ઈજા માણસને પરવરદિગારના હુકમ વગર પહોંચી શકતી નથી મારનારા લોકો બદનામ થયા અને બન્ને સાહેબોને શહાદતનો દરજ્જો મળ્યો છે પરવરદિગાર કુરાનેપાકમાં જુલમગારો ઉપર લઅનત

ફરવાનો કરે છે પણ બીજાઓને કોઈના ઉપર લઆનત હુકમ કુરાનેશરીફ કે હદીસેશરીફમા ફરમાવેલ નથી માટે જે લોકો ખુદાએ પાકના હુકમનો અનાદર કરે છે તે ગુન્હેગાર થાય છે માટે સબર કરો અને આ બનાવની જઝા તથા સઝાનો સઘળો આધાર પરવરદિગાર ઉપરજ મેલો. અને કઈ પણ ખોટુ બોલો નહિ આ હકીકત સાભળીને બધા સુન્ની મુસલમાન બની ગયા

અહી શેખ સદરૂદ્દીન નામના એક બુઝુર્ગ થઈ ગયા છે તેમની જાતથી ઘણા લોકો સીધે રસ્તે ચઢી જઈ યાદે હક કરવા લાગી ગયા કોઈને કઈ અડચણ આવી પડતી તે મજકુ બુઝુર્ગ દૂર કરી આપતા ચાર વરસ સુધી પેટ ભરીને ખાધુ પીધુ નથી એક દિવસે તેમને હુકમ થયો કે ઓ સદરૂદ્દીન તારી લાકડીને પહાડ ઉપર પટક જેથી તારી દરગાહનો દીવાબત્તીનો ખર્ચ નભી શકે આપે હુકમ પ્રમાણે લાકડી પટકી એટલે પથરો ભાગી ગયો અને તેમાથી ઝેતુનનું તેલ વહેવા લાગ્યું તે તેલ સોદાગરો લઈ જાય છે અને લગરનો સઘળો ખરચ તે તેલની આવકમાથી થાય છે બાગનો અવાજ સાભળીને સ્ત્રી પુરૂષો નમાઝ પડવાને આવે છે અને જમાઅતની સાથે બધા નમાઝ અદા કરે છે જુમાની નમાઝ બાદ હલકો કરીને પરવરદિગારની યાદ બધા સાથે કરે છે હુ થોડી મુદત ત્યા રહ્યો ત્યાથી મને **અસહલસીરી** જવાનો હુકમ થયો

**મસહલસીરી**—જઇને જોયું તો ત્યાંનો મહાન બુઝુર્ગ છે તે પરવરદિગારને પૂરેપૂરી રીતે ઓળખનાર આરફબિલાહ છે મહાન બુઝુર્ગોના જે ચાર મુકામ નાસૂત–મલકુત–જબરૂત અને લાહુત છે તે મુકામો પાર કરીને મુર્શીદે કમિલ સાહેબે કુદરત અને અઝમતવાળા છે આ શહેરને ફતેહ કરવા માટે જે લશ્કર આવતુ ત્યારે આ બુઝુર્ગ કોઇને પણ કહી દેતા કે એક તીર દુશ્મનના લશ-કર તરફ ફેંકી દો, જ્યારે તીર ફેંકવામા આવતુ ત્યારે દુશ્મન હારી જતો અને લશ્કરનો ઘાણ નીકળી જતો જે અભણ માણસ એ બુઝુર્ગની પાસે દીની ઈલ્મ શીખવા જતો તે થોડી જ મુદ્દતમા આલીમ ફાઝલ થઈ જઇ પર-વરદિગારની યાદ બુજ કરવા લાગી જતો વળી એ મહાન બુઝુર્ગ રાતની વખતે ગરીબ ગરબા મીસકીનો તથા મોહ-તાજોને જે રોટલી આપતા હતા તેમા પૈસામા રાખી રોટલી આપતા હતા. અને તે એવી રીતે આપતા કે તે વાત કોઇના જાણવામા આવતી નહિ કેટલીક વખતે યતીમો વગેરેને હલવાથી ભરેલી થાળીઓ પણ આપતા હતા આ રીતભાત જોઇને મને યકીન આવ્યો કે બેશક એ ખુદા પરસ્ત મહાન બુઝુર્ગ છે કેટલાક દિવસ તેમની સેવામા રહીને તેમનાથી ફૈઝ હાસીલ કર્યો ત્યાથી મને શેખ અબ્દુ-લ્લા બલદાનીકને જવાનો હુકમ થયો

શેખ અબ્દુલ્લા બલદાની રાત દિવસ પરવર દિગારની યાદ કરતા હતા. એમના મનાકિબ ( કવિતા ) જગ જાહેર

છે એમના મુરીદો ઘણા હતા. આપનો એક મુરીદ જેનું નામ હુસેન હતુ તેને બગીચામા માળીનુ કામ કરવા હુકમ આપેલો હતો એક દિવસ શેખ અબ્દુલ્લા બાગમા ગયા, અને હુસેનની પાસે અનાર મગાવ્યો, હુસેન અનાર લાવ્યો લાવેલો અનાર બહુ ખાટો હતો તેથી આપે હુસેનને કહ્યુ આવો ખાટો જ અનાર લાવ્યો હુસેને જવાબ આપ્યો કે જ્યારથી આપે મને આ બાગના માળી તારીકે દેખરેખ રાખવાનો હુકમ આપ્યો છે ત્યારથી હાલ સુધી આ બાગની રખવાળી કરૂ છુ પણ મને એની ખબર નથી કે કયા ઝાડના ફળ મીઠા છે અને કયા ઝાડના ખાટા છે હુસેનની આ વાત સાભળી હુસેનને ઝટ પોતાની છાતી સાથે લગાવી તેના હકમા દુઆ કરી અને પોતે પહેરેલો પેહેરન અને ઓઢેલી પાઘડી હુસેનને આપી કહ્યુ કે તે મુરીદની જે ફરજ છે તે પૂરેપૂરી અદા કરી છે, પરવરદિગાર તેનો બદલો તને આપશે થોડીવાર પછી બન્ને જણ સાથે જ મરણ પામ્યા. જે માણુસ ઝેયારત કરવાને જાય છે તે પહેલા હુસેનની કબર ઉપર ફત્તેહા પઢી શેખ સાહેબની ઝેયારત કરવાને જાય છે, થોડા દિવસ હુ પણ ત્યા રહ્યો ત્યાથી મને શેખ નજમુદ્દીન ઈસફહાની પાસે જવાનો હુકમ થયો

શેખ નજમુદ્દીન ઈસફહાનીએ મસજીદના મીમ્બર ઉપર ઉભા રહીને વાએઝ કરી. કુરાને શરીફની તફસીર સભળાવી આપની વાએઝ સાભળીને ઘણા માણુસો આલીમ બની ગયા. આપની વાએઝ સાભળનારાઓમા ચાર પાચ

માણુસોને તો હાલ ચઢી જતો હતો રાતની વખતે ઓરતો વચ્ચે વાએઝ કહેતા અને યાદે હકં કેવી રીતે કરવી તે શીખવાડતા હતા જે માણુસ આપની સેવા કરવા રહેતો તે દુન્યાદારીના સઘળા કામોનો ત્યાગ કરતો હતો અને પરવરદિગારની યાદમા જ લીન થઇ જતો. થોડી મુદત સુધી હુ પણુ ત્યાં રહ્યો પછી મને શેખ ઝેયાઉદ્દીનની સેવામા જવાનો હુકમ થયો

શેખ ઝેયાઉદ્દીનની સેવામા હુ જઈ પહોચ્યો, શેખ સાહેબ કુદરત આમિલ, આલીમ અને મહાન પુરૂષ છે, સવારમા નમાઝ પઢી રહ્યા પછી ૮૦ શાગિર્દોને કુરાને શરીફની તફસીર તથા હદીસનો સબક આપતા, સબક આપી રહ્યા પછી શિકાર ફરવાને જતા બપોરે ૨૭ માણુસોની સાથે જમતા હતા બપોરે ઝોહરની નમાઝ બાદ કવ્વાલો અને મતરબોને બોલાવી સરોદ વગેરે સાભળતા આપને જ્યારે હાલ ચઢતો હતો ત્યારે શરીરનો દરેક ભાગ હાલતો હતો અને ચહેરાનો રગ જુદી જુદી રીતે બદલાતો હતો આપની મજલીસમા એક બે માણુસો ખુદા પરસ્ત થઈ જતા જેના ઉપર આપની મહેરબાની થતી તે વલી થઇ જતો હુ પણુ થોડી મુદત સુધી આપની સેવામા રહ્યો તેઓ સાહેબ મારા ઉપર મોટી મહેરબાની રાખતા હતા ત્યાથી મને શેખ શહાબુદ્દીન સાહેબની સેવામા જવાનો હુકમ થયો

શેખ શહાબુદ્દીન સાહેબની સેવામા હુ જઇ પહોચ્યો તેમની ઉમર આશરે ૭૨ 'વરસની હતી ચહેરા ઉપરથી બુઝુર્ગી જણાતી હતી આપે ઘણા વખત સુધી મક્કાશરીફમા મુજાવરી કરી હતી દરરોજ મીમ્બર ઉપર ઉભા રહીને વાએઝ નસીહત કરતા હતા જે માણસ સમજી શકતો હતો તે બેભાન થઇ જઈ પોતાના પહેરેલા લુગડા ફાડી નાખતો હતો આપ તે વખતના મુર્શદે કમિલ હતા આપની જાતથી લોકોને વણો ફાયદો થયો છે આપ દરેક વખતે યાદે ઈલાહી કરતા, પાચ વખતની નમાઝ સિવાય તહજ્જુદ ઈશરાક, ચાસ્ત, અદહા વગેરે નમાઝો તથા દુઆના પઢયા કરતા હુ પણ આપની સેવામા કેટલાક દિવસ સુધી રહ્યો મને પણ ઇબાદત કરવાની કેટલીક રીતો બતાવી, ત્યાથી મને મીસર જવાનો હુકમ થયો

જ્યારે હુ મીસર જઈ પહોચ્યો ત્યારે ત્યાના હાજીયુલ હરમેનુશશરીફેન હાજી રૂકનુદ્દીન પરવરદિગાર તેમની કબરને પોતાના નુર ( ચમકાટ ) થી રોશન કરે અને બેહેસ્તમા જગ્યા આપે સર્વ પ્રકારે સુખી હતા, એક સો ચાલીસ માણસ દરેક વખતે રક્ષણ માટે સાથે રહેતા હતા વધારે વખત શિકાર કરવામા ગાળતા. માણસોના મન હરણ કરવાની વિદ્યા સારી રીતે જાણતા હતા. તેમની આવક સતોષકારક હતી પાચે વખતની નમાઝ તથા તહજ્જુદ હમેશ જમાઅત સાથે અદા કરતા હતા. તેમના સઘળા સ્નેહીઓ બધા સાથે એક જ દસ્તરખ્વાન પર જમતા

હતા, દરેક માણસ પોતાના ગુન્હાઓની તોબા કરનાર પરવરદિગાર પાસે માફી માગનાર અને યાદે હકમા ધ્યાન લગાડનાર હતા ત્યા ત્રણ મહાન બુઝુર્ગો હતા. જેઓ તહજ્જુદ તથા દરેક વખતની નમાઝ અદા કર્યા પછી ઝિકેજલી કરતા હતા તેમણે ઘણી વખતે હજ કરી હતી અને ત્રીસ વરસ સુધી મક્કા શરીફમા વાએઝ કરતા રહ્યા. જે માણસ તેમની જમાતમા મળે છે તે દરેક વખતે યાદે ઇલાહી કરવાના રડી પડે છે અને તેની આખોમાથી આસુની ધારા વહે છે એક વખતે ઘણો જ સખત દુકાળ પડયો—વરસાદ બિલકુલ આવ્યો જ નહિ તેથી શહેરના સો નાના મોટાઓએ આપની રૂબરૂ હાજર થઇને હાથ જોડી અરજ કરી કે આપ પરવરદિગારની જનાબમા અરજ કરો આપની દુઆની બરકતથી પરવરદિગાર પોતાની રહેમતનો વરસાદ વરસાવે અને લોકો ઉપરથી દુકાળની આફત દૂર થાય આપે પહાડ ઉપર ચઢીને સાત વખત નીચેના શબ્દો પઢયા (યા રબ્બે તક તુલની બે ગદબિકા વલા તહુલકની બે અઝાબિકા વલા તરદદેની બિમબાલેકા યા અલ્લાહો યા અલ્લાહો યા અલ્લાહો) હે પરવર દિગાર તુ તારા ગઝબથી મને કતલ ન કર, અને સખ્તીઓના અઝાબથી મારી ન નાખ, અને તારા બારણાથી મને પાછો ફેરવ નહિ, યા અલ્લાહ! યા અલ્લાહ! યા અલ્લાહ! તેજ વખતે એટલો બધો વરસાદ આવ્યો કે ત્યાથી લોકો મહા મુશીબતે ઘેર ગયા. એ વરસાદથી ખેતી

બહુ સારી થઈ લોકો ધનવાન બની ગયા આપની સેવામા જે માણસ પોનાની મુરાદ હાસીલ કરવા આવતો તેની ઈચ્છા પૂરી થતી હતી, બીમાર માણસને ચાલીસ નામના*તાવીજ લખી આપતા તેના ઉપયોગથી માદા માણસો સાજા થતા હતા. આપના હાથ જીભ અને નજરમા એ ગુણ હતો, કે જે કામ કરવા ચાહતા તે કામ પરવરદિગારની મહેરબાનીથી થઈ જતા હુ કેટલાદિવસ સુધી તેમની સેવામા રહ્યો અને ફેઝ હાસિલ કર્યો. ત્યાથી મને શીરાઝ જવાનો હુકમ થયો

શીરાઝ ઘણુ મોટુ શહેર છે બાગ બગીચા અને હવા ખાવાની જગ્યાઓ ઘણી સારી છે આ શહેરમા ઘણા બુઝુર્ગોએ પોતાના રહેઠાણો કરેલા છે અને પરવર દિગારની યાદમા પાતાની ઉમર પૂરી કરી છે આ શહેરમા એક ઘણી ખૂબસુરત અને દિલાવર ઓરત છે જેની સાથે તે વાત કરે છે તેનુ મન ઈશકે ઇલાહી તરફ લાગી જાય છે એક દિવસે હુ તેની સેવામા ગયો તે મને જોઈને કહેવા લાગી કે ઓ વલદુન નબી (સ અ, વ સ) તુ ભલે આવ્યો, શાબાશ શાબાશ આવ આ નકામી નારીને જો જે માતમ પુરસી માટે બેઠી છે, હુ તેની પાસે બેસી ગયો થોડી વાર પછી તેણે કુરાને શરીફની એક આયત પઢી જેનો અર્થ (તુ તેમની સાથે રહે કે જે રાત દિવસ પરવર દિગારને પોકારે છે અને તેનો દીદાર જોવાની ઈચ્છા રાખે છે નારી આખો એવા માણસોથી ફેરવીને દુન્યાની હયાતી અને શોભા તરફ દોડાવવી જોઇએ નહિ અને તે માણસનું

કહેવુ તારે માનવુ ન જોઇએ, કે જેણે પોતાનુ મન પરવર દિગારની યાદ કરવાથી પાછુ ફેરવી લીધુ હોય અને પોતાના પેદા કરનારને ભૂલી ગયો હોય અને પોતાના મનની ઇચ્છાઓ પૂરી કરવાને દુન્યાની લાલચ અને લોભમા લપટાઇ ગયા હોય અને દુન્યાદારીના કામોમાથી લગારે છુટો પડી શકતો નથી ) આયત પઢી રહ્યા પછી તેના ચહેરાનો રગ તરતજ ફરી ગયો અને મસ્ત બની ગઈ એ મસ્તીમા એક ગઝલ ફારસીમા પઢી ઠડી સાસ ભરી તેની આખોમાથી આસુની ધાર વહેવા લાગી. અને કહેવા લાગી એ મારા સરદાર તુ બહુ ભારે કામ લઇને અહીં આવ્યો છે કોઇ મોટા મહાન બુઝુર્ગના બારણા ઉપર જા અને પૂરતો પ્રયાસ કર, આ કામ કઇ સહેલ નથી આ કામમા જાન જવાની દરકાર કરવી નહિ અને તેને ઢુઢવા માટે અસલ મુકામે પહોચી જવુ જોઇએ આ સાભળીને મને ખાતરી થઈ ગઇ કે આ સ્ત્રી રિજાલુલ્લાહમા રહી ચુકી છે (રગાહમા), પીસતાલીસ સુધી લોકો દરેક વખતે તેની પાસે રહે છે તેઓ આખી રાત જાગે છે અને અડધી રાતે વુઝુ કરીને તહજ્જુદની નમાઝ પઢીને ઝિક્રેજલી કરવા લાગે છે અને ઘણી વાર સુધી આકાશ તરફ જોઇ રહે છે કોઇ કોઇ વખતે એ ઓરત તેમની પાસે આવીને જાગૃત કરે છે એમની સાથે વાત ચીત કરવામા માણસને ઘણો ફાયદો થાય છે તેમના વચનો માણસને બહુ મીઠાં લાગે

છે કોઈ કોઈ વખતે તો તેઓ વાતો કરવામા બહુ આગળ વધી જાય છે હુ ઘણા દિવસ સુધી તેમની પાસે રહ્યો* એક દિવસે તે ઓરત મને કહેવા લાગી કે આ સૈયદ રસુલ (સ *અ વ. સ,) ના દીકરા તમારો બાતિની (છુપો) હિસ્સો શેખ શાહબુદ્દીન (ક ઞી ) ની પાસે છે, અને શેખ સાહેબને હુકમ થયો છે કે જે જગ્યાએ સૈયદ જલાલુદ્દીન બુખારી હોય ત્યા તેમને શોધી કાઢીને તેમનો હિસ્સો તેમને પહોંચાડી દો મને એ ઓરતના કહેવાનો પૂરેપૂરો ભરૂસો આવ્યો ફરી તેણે કહ્યુ

હુર ચેહ નસીબસ્ત બતુમી રસદ * વરનહ સતાની બસિતમ મી રસદ આ ઓરતની વાતોએ મારા મનપર ઉડી અસર કરી, હુ રાજી ખુશીથી તેમની પાસે રહેવા લાગ્યો, અમે વાતો કરતા હતા તેવામા લોકો વાતો કરતા જણાયા કે આપણા શહેરમા હઝરત શેખ શાહબુદ્દીન નામે સુરાહ તશરીફ લાવ્યા છે અને પોતાના માણસોને હુકમ કર્યો છે કે સૈયદ જલાલુદ્દીન બુખારીને ગમે ત્યાથી પણ શોધી લાવો શેખ સાહેબના માણસોએ મને જોઈ લીધો અને શેખ સાહેબને જઈને ખબર આપી કે સૈયદ જલાલુદ્દીન એક ઓરતની દરગાહમા બેઠા છે થોડી વારમા શેખ સાહેબ ત્યા દરગાહમા આવી પહોચ્યા. અને મને જોઈને કહેવા લાગ્યા —

ના દીદએ રખ્ત ઉમ્ર સોદાએ તુ વરઝીદમ * ફારિગઝ. તુ ચુ બાશમ અકનું કે તુરા દીદમ—મુલાકાત કર્યા પછી મને કહેવા લાગ્યા કે એ નબી સાહેબની ઓલાદના, તે મને હઝરત રિસાલત પનાહની દરગાહમા શર્મસાર કર્યો તેથી મને તારી શોધમા નીકળવુ પડયું ત્યાર બાદ મારી પાસે બેસીને કેટલીક શીખામણો આપી જેથી મારા મનની ઘણી શંકાઓ દૂર થઈ શેખ સાહેબે પાણી પીધુ અને થોડુ પાણી પોતાના પીધેલામાથી બચાવી મને આપ્યું તે પાણી હુ પી ગયો તેથી મારી ઘણી અડચણો દૂર થઇ ગઈ તે ઓરતનું નામ તાજખાતુન હતુ તેણે અમારી મહેમાની કરી જુદી જુદી જાતના પકવાન રાધ્યા, ચોખાના રંગ બે રંગી પકવાન અમારી આગળ લાવી મૂકયા જે જોઈને અમે સૌ અચબો કરવા લાગ્યા ખાઇ રહ્યા પછી શેખ સાહેબે તકબીર કરી અને પોતાની મીસરી દસતાર મને આપીને મુબારકબાદી આપી શેખ સાહેબની સાથે એ ઓરતને ઘણી માયા થઇ ગઈ બન્નેની વાતચીતનો ભાવાર્થ ઘણાએ સમજતા નહોતા પણ જેઓ સમજતા હતા તેમની ખુશીનું વર્ણન કરી શકાય નહિ, અમારી મજલિસમા ખ્વાજા ખિઝર પણ હતા, પણ તેમની ખબર અમારા ત્રણ જણનેજ હતી હઝરત ખ્વાજા ખિઝર સાહેબ શેખ સાહેબને કહેવા લાગ્યા કે તમને બુખારામા જઇ રહેવાનો હુકમ થયો છે આટલુ કહીને તરતજ ચાલ્યા ગયા આ વાતની કોઇને ખબર પડી નહિ કે ખ્વાજાખિઝર કયારે આવ્યા અને કયારે

આવ્યા ગયા શેખ સાહેબે જુમાની નમાઝ બાદ મીમ્બર ઉપર ઉભા રહીને વાએઝ કહી બાદશાહ તથા ઘણા આલિમો એ મજલીસમા આવ્યા હતા શેખ સાહેબની વાએઝ સાભળીને દરેકની આખોમા ઝળઝળીઆ ભરાઈ આવ્યાં વાએઝ થઈ રહ્યા પછી કેટલાક આલેમો તથા બાદશાહે શેખ સાહેબને અરજ કરી કે અમને આપના મુરીદ બનાવો. શેખ સાહેબે મુરીદ બનાવી પરવરદિગારની યાદ બુઝ કરવાના રસ્તા બતાવ્યા. અને અમો સર્વેને શરીઅત પ્રમાણે ચાલવાનો હુકમ કર્યો મારામા જે અહંકારનો અંશ હતો તે જતો રહ્યો અને પરવરદિગારની બંદગી કરવા લાગી ગયા બે દિવસ પછી હઝરત શેખ શહાબુદ્દીન સાહેબે બુખારા તરફ જવાનો વિચાર કર્યો તે દિવસે સોમવાર હતો અને મને પણ હુકમ આપ્યો કે રજબશરીફના મહિનાનો ચાદ જોઇને તમારે પણ બુખારામા આવી જવુ શેખ સાહેબના ચાલ્યા જવા પછી શીરાઝના બાદશાહ તથા આલીમો સાથે કેટલાક દિવસો સુધી વાતચીત થયા કરી બાદશાહની વાતો ઉપરથી મને ખબર પડી કે તે પણ સારો વિદ્વાન આલીમ અને આદીલ ઈન્સાફને પસંદ કરનાર છે અને તેજ કારણથી એ બાદશાહે એક આલીમ બુઝુર્ગના મુરીદ બનવાનુ પસંદ કર્યું આ બાબતમા રસુલે ખુદા (સ. અ વ સ.) એ ફરમાવ્યુ છે કે અવલીયાઅલ્લાહ એકજ જગ્યાએ બેશી રહેવાને હરામ સમજે છે બીજી જગ્યાએ કહ્યુ છે, કે વૃદ્ધ ડોસા થઈ જાવ તો પણ શીખો અને આ વાત એટલા ઉપરથીજ કહી છે

કે રસુલે ખુદા (સ અ વ સ) એ ફરમાવ્યુ છે કે (યા રબ્બે ઝિદની ઇલ્મા) (એ પરવરદિગાર મારા ઇલ્મમા વધારો કર.) રજેબશરીફનો ચાંદ જોઈ મે પણ બુખારા તરફ જવાની તૈયારી કરી અને થોડાજ દિવસમા મોલવી સાહેબની સેવામા પહોચી ગયો. તેઓ મને જોઇને બહુ રાજી થયા અને કહેવા લાગ્યા કે એ વલદુનનબી (સ અ વ સ) આ શાહબુદ્દીન બદએ ખુદાને પરવરદિગારે માત્ર એટલાજ માટે પેદા કર્યો છે કે મારી પાસે જે અમાનત મુકી છે તે તમને પહોચાડી દઉ પણ તમારા અસલ પીર હઝરત રૂકનુદ્દીન અબુલફત્હ કુત્બુલ આલમ ફઝુલ્લાહ બીન ગૌસુલ આલમ શેખ બહાઉદ્દીન કુરેશી સીધી (ક સી અ) છે અને તમારા માટે જે તુર્કી ટોપી અમાનત રાખવામા આવી છે તે પણ તેઓ સાહેબની પાસે છે ઇર્શાદતી અને તરબતી પીર તો ઘણા હોય છે પણ પીરે ઇરશાદ તો એકજ હોય છે જે પરવરદિગારની સુધી પહોચાડી દે છે, અજવાળુ દેખાડી દે છે ઓળખાણ કરાવવનો મરતબો ઘણો મોટો છે અને તેને આરફે/અલ્લાહ સિવાય બીજો કોઈ ઓળખી શકતો નથી ઘણા જણ આશનાઇ (ઓળખાણ) ને સહેલ સમજે છે પણ ચાલીસ વરસ સુધી પણ મહેનત કર્યા છતા પણ આશનાઈન ામરતબા સુધી પહોચી શકતા નથી લાબી મુદત સુધી હું શેખ સાહેબની સેવામા રહ્યો તેઓ મારા ઉપર બહુ મહેરબાની રાખતા હતા રમઝાન મહીનાની ચૌદમી તારીખે મને બોલાવી પોતાની છાતી સાથે લગાવ્યો અને કહેવા લાગ્યા કે (ઓ પરવરદિગાર તોબા કરનાર અને માફી ચાહનાર શહાબુદ્દીનને આ

સૈયદના પ્રતાપે બચાવી લે) આટલુ કહીને તરતજ મરણ પામ્યા અમો તેમને દફન કરવાના કામકાજમા રોકાયા, જે વખતે અમો જનાઝો લઈને ચાલવા લાગ્યા તે વખતે મને કેટલાક ફરિશ્તા તથા રસુલેખુદા (સ અ વ સ) પણ જનાઝા સાથે ચાલતા જણાયા. અને તેમની સાથે અસહાબો પણ હતા. તે વખતે વરસાદ બહુ જોરથી એકાએક વરસવા લાગ્યો. વરસાદના પાણી-થીજ અમે તેમની કબર બનાવી. અને કેટલીક મુદત સુધી હુ તેમની કબર ઉપર મુજાવર તરીકે રહ્યો. રાતની વખતે કબર ઉપર ઘણી રોશની થઈ જતી, ચારે દિશામાથી ચાર શેખ તથા કેટલાક ફરીશ્તાઓ કબર ઉપર આવીને યાદે ઈલાહી કરતા હતા તથા કુરાને શરીફ પઢતા હતા. લોકોને ઘણો ફાયદો પહોચતો હતો તેથી લોકો ફાતેહા માટે જે કઈ લાવતા હતા તેથી ઘણા ગરીબ ગરીબા વગેરેને ખાવાનુ મળતુ હતુ હઝરત રસુલે ખુદા. (સ અ વ.) એ બાદશાહને ફરમાવ્યુ હતુ કે શેખ સાહેબની દરગાહ બહુ સારી બનાવ, તેજ પ્રમાણે બાદ-શાહે ઘણી સુદર દરગાહ બધાવી આપી કેટલાક દિવસ સુધી મે લગરખાનાનો બદોબસ્ત કર્યો, અને પાછળથી એ કામ શેખ સાહેબના મુરીદોને સોપી દીધુ હુ દુન્યામા ઘણે ઠેકાણે ફર્યો છુ, પણ આવી રળીઆમણી જગ્યા ભાગ્યેજ મારા જોવામ આવી હશે બસરા, તબ્રેઝ અને શીરાઝ આ ત્રણે શહેર બેહીશ્ત સમાન છે તબ્રેઝમા એક મસજીદ છે જેના બારણા આગળ એક ગોખલા જેવુ છે તે ગોખલા નીચે એક પ્યાલો રાખેલો છે નમાઝનો વખત થાય છે ત્યારે ત્રણ ટકોરા વાગે છે, અને

એ ટકોરા એટલા જોરથી વાગે છે કે દરેક જણના સાભળવામા આવે છે અને તેનો અવાજ સાભળીને લોકો નમાઝ પડવાને મસજીદમા આવે છે આ ટકોરા માત્ર પાચે વખતની નમાઝ વખતેજ વાગે છે આ કામ કરનાર કારીગરની કેટલી મોટી યાદગાર છે બસરામા એક એવો મિનારો બનાવેલો છે જેના ઉપર ચઢીને મુઅઝઝન બાગ આપે છે તે ત્રણ મૈલ સુધી સભળાય છે જેને સાભળીને લોકો મસજીદમા આવે છે અને શીરાઝમા એક ઓટલા ઉપર ત્રાબાની નોબત મૂકી છે જેને વગાડવાથી તરત વરસાદ આવે છે આવી કારીગરીવાળા શહેરો મારા જોવામા આવ્યા નથી ત્યાથી મને કિરમાન જવાનો હુકમ થયો.

**કીરમાન**—આ શહેરમા સાતસો મિનારા બનેલા છે આ શહેરના બાદશાહ હઝરત શેખ શુજા કિરમાની હતા એમના રોજાની બાધણી ઘણી સારી છે આ રોજાનુ બારણુ દર ગુરૂવારે (જુમેરાતે) ઉઘડે છે અને તેજ દિવસે લોકો ફાતેહા પઢવાતથા નઝરનયાઝ ઉતારવાને જાય છે

આ બાદશાહના રોજાના લંગરખાનામાથી અમીર ગરીબ—ફકીર—મુસાફર—લગડા—લૂલા—અપગ—વગેરેને ખાવનુ મળે છે દરરોજ પદર હજાર ટટા ( તે વખતનો સિક્કો ) લગર થાય છે રાત્રે રોજામા વીસ દીવાઓ બળે છે, એક દિવસે હઝરત ખ્વાજા મુઅઝઝમ આપની દરગાહમા ફાતેહા માટે આવ્યા હતા જતી વખતે પદર હજાર દીનારની એક કોથળી જે રાતા રગની હતી રોજામાજ ભૂલી ગયા રોજાથી

ચાર ગાઉ દૂર ગયા પછી એ કોથળી યાદ આવી તેથી ખ્વાજા મુન્અમ કહેવા લાગ્યા કે એ હઝરત શેખ શુજા કિરમાની સાહેબ અમારી ભૂલેલી કોથળીને અમાનત તરીકે સંભાળી રાખજો જે દિવસે ખ્વાજા મુન્અમે આવી રીતે કહ્યુ તેજ દિવસથી રોજામાથી એક ભયકર અવાઝ આવવા લાગ્યો. જેથી લોકો રોજામા જવાને ગભરાયા તેથી એ બીકને લીધે રોજાનુ બારણુ બધ કરી દીધુ પાચમે વરસે ખ્વાજા મુન્અમ ઝયારત માટે આવ્યા બારણુ બધ જોઈ પૂછવા લાગ્યા કે બારણુ શા કારણથી બધ કરવામા આવ્યુ છે મુજાવરોએ જવાબ આપ્યો કે રોઝામાથી ભયકર અવાઝ આવતો હતો અને લોકો અદર જવાને ડરવા લાગ્યા તેથી દરવાજો બધ કરી દીધો છે ખ્વાજા મુન્અમે કહ્યુ હવે બારણાને ઉઘાડો હુ અહી માલ ભૂલી ગયો હતો અને પાચેક ગાઉ દૂર ગયા પછી દીનારની થેલી રોજામા ભૂલી જવાનુ યાદ આવ્યુ ત્યારે મે અરજ કરી હતી કે કિરમાની સાહેબ મારી થેલીને અમાનત તરીકે સભાળી રાખજો તેથી આવી રીતનો અવાઝ રોજામાથી આવતો હશે માટે બારણુ ઉઘાડો. બારણુ ઉઘાડીને અદર ગયો તો ભૂલેલી થેલી જેવીને તવી જ્યા ભૂલી ગયા હતા ત્યાજ પડેલી હતી ત ખ્વાજા મુન્અમે લઈ લીધી રાતની વખતે હઝરત શેખ શુજા કિરમાનીએ સ્વપ્નમા આવીને ખ્વાજા મુન્અમને કહ્યુ કે તમારી અમાનત તમને પહોચી ગઈ પાચ વરસથી મારે તેની સભાળ કરવી પડતી હતી આ શહેરમા એક હજાર-

આલિમ અને સાતનો હાફેઝ હતા મે આપના રોજા ઉપર એ ચિલ્લાઓ કર્યા ત્યાથી મને મુસ્તુફા સિકદર શહેર તરફ જવાનો હુકમ થયો,

મુસ્તુફા સિકદર શહેર તરફ જવાને અમે કેટલાક ફકીરોની જમાઅત સાથે એક જહાઝ ઉપર સવાર થયા. દરિયામા તુફાની હવા ચાલવા લાગી તેથી અમારૂ જહાઝ એ તુફાનમા સપડાઈ ગયું જે તરફ પ્રથમ કોઈ જહાઝ ગયું નહિ હોય તે તરફના બહુ ઉડા દરિયામા જઈ પહોચ્યું જ્યાથી નીચે પાણી અને ઉપર આકાશ સિવાય બીજુ કાઈ દેખાતુ નહોતુ કપતાન કેહવા લાગ્યો કે આ તરફ કોઈ જહાઝ આવ્યું હોય એવુ અમારા જાણમાજ નથી તેમજ આવ્યાની કઈ પણ નિશાની જણાતી નથી કોણ જાણે હવે જહાઝ કયા જશે તે સમજાતુ નથી થોડા દિવસ પછી અમને દરિયામા એક ઉચો અને કાળા રંગનો પહાડ દેખાવા લાગ્યો તે પહાડ ઉપર મોટા મોટા ઝાડો ઉગેલા હતા તે જણાયા તે પહાડ પાસે જઈ પહોચ્યા તો એક આબાદ શહેર આગળ જહાઝનું લંગર કર્યું શહેરના લોકો જહાઝને આવતુ જોઈ વિચારમા પડી ગયા અને જહાઝ શા માટે અહી આવ્યું હશે જહાઝને લંગર કરેલું જોઈ લોકો પેગમબરે ખુદા ( સ અ વ સ ) ઉપર દરૂદે શરીફ પઢવા લાગ્યા, વાહ વાહ પરવરદિગારની એવી વસ્તી પણ છે કે જેને એટલી ખબર પણ નથી કે દુનીયામા બીજે કોઈ ઠેકાણે પણ વસ્તી છે કે નહિ આ લોકો સુનાની હતા

તે યુનાની ઝબાન બોલતા હતા કેટલાક અરબી બોલતા હતા, ઈનજીલ હમેશા વાચતા હતા સોદાગરો તો પોતાના વેપારમા લાગી ગયા અમે, લોકોને શહેરનું નામ પૂછયુ તેમણે જવાબ આપ્યો કે આ શહેરનુ નામ રૂમીહ છે આ શહેર ખાસ રસુલે ખુદા (સ અ વ સ )નુ છે એમ કહેતા હતા, આ શહેર ઉપર કોઈએ હાલ સુધી ચઢાઈ કરી નથી આખેરી વખતે હઝરત ઈમામ મેહદી ( અ સ ) આવીને તેને ફતેહ કરશે તેમજ બીજા બે શહેર આનાથી મોટા અને સારા છે તેમને પણ તેઓજ ફતેહ કરશે એ શહેરો પણ હાલ સુધી કોઇએ જોયા નથી અમે વિચાર કરતા કરતા ચાલ્યા જતા હતા તેવામા એક ઉચી જગ્યા ઉપર સુફી સાહેબ બેઠા હતા તે અમને જોઈને ઉભા થઈ ગયા અને સલામ કરીને કહેવા લાગ્યા કે પાછલી બાજુથી ઉપર આવો જાવ અમે તેમની પાસે જઈ પહોચ્યા એટલે તે દરેક સાથે બગલગીર થયા પછી અમને ખુરાશાન-શીરાઝ અને અરબસ્તાનની હકીકત પૂછવા લાગ્યા અમે બધી હકીકત કહી તે સાભળીને સુફી સાહેબે ઠડી સાસ ભરી સુફી સાહેબ અરબીમા વાતચીત કરતા હતા. અમે તેમને પૂછયુ કે હવે આપની હકીકત કહો કેટલા દિવસથી અહી મુકામ કર્યો છે કયા શહેરમા તમારો જન્મ થયો હતો અને ખિરકો ( પહેરન ) કયારથી પહેર્યો છે. તેમણે જવાબ આપ્યો કે હુ શીરાઝમા જન્મ્યો હતો હુ શીરીઝના બાદશાહ સુલતાન સજરનો દીકરો છુ અમે બે ભાઇ હતા

નાનપણમા અમે ઇલ્મ શીખતા હતા એક દિવસે અમારા બાપ ગાઝરવાનના ઇલાકામા જઈ પહોચ્યા, ત્યાએ મને ખબર મળી કે અહીં એક બુઝુર્ગના મઝાર ઉપર એકસો ચાલીસ વરસથી એક દીવો બળે છે તે દીવો એ બુઝુર્ગે પોતાના હાથે બનાવી સળગાવ્યો હતો. તેમા હાલ સુધી તેલ બત્તીની જરૂર પડતી નથી અને જેવોને તેવો બળ્યા કરે છે એ દરગાહમા ઝયારત્ત કરવાને મારા બાપ જઈ પહોચ્યા ઝયારત કરીને પાછા ફરતી વખતે ઓલવી નાખ્યો. ત્યાથી થોડી દૂર ગયા હશે કે તે દીવો જેવો બળતો હતો તેવોજ બળવા લાગ્યો. બાદશાહે કઈ પણ માફી માગી નહિ જે જીન્નાતો અબુ ઇસહાક સાહેબના મુરીદ હતા અને તેમના રોજાનુ રક્ષણ કરતા હતા તે બાદશાહના બન્ને દીકરાઓને ઉપાડી ગયા. એકની તો આંખોજ ફોડી નાખી. અને મારી આખો બાધીને મને આ શહેરમા ઉપાડી લાવ્યા મને કઈ પણ દુ ખ દેતા નથી મને એક ઝબીલ આપી છે જેમાથી કોઈ પણ ચીઝ કમ થતી નથી. જ્યારે હું અહી આવ્યો તો મારો કોઈ સગો સ્નેહી નહોતો. અહી એક બુઝુર્ગ હતા તેમણે મને તૌરેત, ઇન્જીલ અને ઝબુર નામની કિતાબો શીખવાડવા માડી. અમે પૂછયુ કે તે બુઝુર્ગનુ શુ નામ છે અને તે અમારી મુલાકાત લેશે ? તેમણે જવાબ આપ્યો કે એ બુઝુર્ગનુ નામ સૈયદઅલી છે હું તેમને તમારી ખબર આપુ છું તે તમને બોલાવશે. શાહ-જાદાએ અમારા મો આગળ ખાવાનુ મૂક્યુ અને તે સૈયદ-

અલી સાહેબને અમારી ખબર આપવા ગયા આ શાહ-
ઝાદાનુ નામ ખ્વાજા ખિઝર હતુ રાત્રે પાછા આવ્યા નહિ
અમે આખી રાત સુખચેનમા પૂરી કરી બીજે દિવસે સવા
રમા સૈયદઅલી પોતાના મુરીદોને સાથે લઈને અમારી પાસે
આવી પહોચ્યા મુલાકાત થયા પછી અમને પુછવા લાગ્યા
કે તમે કેવી રીતે અહીં આવી પહોચ્યા અને તમારૂ નામ
શુ છે મે કહ્યુ મને જલાલ કરીને કહે છે તેથી સૈયદઅલીએ
કહ્યુ આપનુ નામ સૈયદ જલાલુદ્દીન જહાનીયા જહા-
ગશ્ત છે આપના જઈફ બુઝુર્ગ હઝરત રસુલેખુદા [સ અ
વ સ] મારા ઉપર મોટી મહેરબાની રાખે છે અને મારાથી
રાત્રે હાજર થવાયુ નહિં તેનું કારણ પણ આ છે કે હુ
આપના બુઝુર્ગવારની સેવામા હાજર હતો અને આ હઝ
રતેજ મને આપની મુનાકિબ તથા નામનિશાન વગેરે
બતાવી દીધા અને હુ પણ એજ ઓલાદમાથી છુ તેમણે
કહ્યુ કે હુ અહીના બાદશાહને ખબર આપુ કે તે આપની
મુલાકાતે આવે પરવરદિગારની મહેરબાનીથી તમે અહી
આવી પહોચ્યા છો આ શહેરની તમને ખબર પણ નહોતી
તમારૂં જહાઝ તુફાનમા સપડાઈ ગયુ હતુ હવા તમારા
જહાઝને આ શહેર તરફ ઘસડી લાવી જહાઝપરના લોકો
રડાકુટ કરતા હતા પણ પરવરદિગારની મેહરબાનીથી તમારૂ
જહાઝ ઠેકાણે લાગી ગયુ અમે સૈયદઅલી સાહેબને પુછયુ
કે આ શહેરની હકીકત અમને સભળાવો કે અમે બીજે
પણ આ શહેરની હકીકત કહી શકીએ સૈયદઅલી સાહેબ

કહેવા લાગ્યા કે આ શહેર બહુ આબાદ છે આ શહેરના બારણા બહુ મોટા છે પણ તે બારણાઓની કોઇને ખબર નથી તેમજ કોણ રહે છે તેની પણ ખબર નથી અને આ ત્રણે શહેર ખાસ રસુલેખુદા (સ અ વ સ)ની માલકીનાજ છે કોઇએ શહેરો જોયા પણ નથી તેમજ કોઇએ અહી ચઢાઈ પણ કરી નથી હા આખેરી જમાનામા ઈમામ મહેદી આ શહેરો ફતેહ કરશે અને અહી રેહશે આ શહેરની લબાઈ એક હજાર મૈલ અને પહોળાઈ સાતસો મૈલ છે આ શહેરના કિલ્લામા ત્રણસે સાઠ દરવાજા છે, પાચસે બજાર, દરેક બજારમા એક લાખ દુકાનો છે આ દરિયામા બીજા બે શહેરો છે તેમા એકનુ નામ કિત્તતલીન અને બીજાનું નામ ફ્રાતેઅ છે મને ઇલ્મ શીખવાડવાને અહી લાવ્યા છે એટલુ કહ્યા પછી હઝરત ખ્વાજા ખિઝર પાસે અમને બેસાડીને સૈયદઅલી સહિબ બાદશાહને અમારા આવ્યાની ખબર કરવાને ગયા બાદશાહ કને જઈ અમારા આવવાની ખબર કરી અને કેટલાક મનાકિબ ( કવિતા ) સભળાવ્યા બાદશાહ જાતે કદર શનાસ હતો કારણ કે તે પણ હઝરત રસુલે ખુદા ( સ અ વ સ ) ની સેવામા રહેનાર હતો તેણે કહ્યુ જનાબ સૈયદઅલી સાહેબ હુ હઝરત રિસાલત પનાહની સેવામાથી રજા લઇને આપની સાથે આવુ છુ સવારમા બાદશાહ સલામત આવી પહોચ્યા. સુરએ [ વઅનજ્ન ] ની તફસીર બાદશાહે અમારી આગળ બયાન કરી પછી ભાત ભાતના પકવાન અમારી આગળ

મૂકયા. ખાઈ રહ્યા પછી બાદશાહે મને એક તુર્કી ઘોડા ઉપર બેસાડયો અને શેહેરમા ફરવા જવાને કહ્યુ અને કહ્યુ કે તમે ઘણા શહેરો ફરીને જોયા છે તો આ શહેરને પણ બરાબર જોઇ લો કે આપ બીજે કહીં જાઓ તો આ શહેરની હકીકત પણ કહી શકો કેટલાક દિવસ પછી વેપારીઓએ આવી અરજ કરી કે હવે તો અહી બહુ દહાડા થઈ ગયા છે માટે હવે અમને દરિયાપાર અમારા શહેર તરફ પહોચાડી દો. અમે આપના પ્રતાપે વેહપારમા બહુ નફો મેળવ્યો છે અમને રસ્તાની ખબર નથી કે દરિયાપાર જઈ શકીએ આપે જવાબ આપ્યો કે થોડા દિવસ રહી જાઓ હું આ બુઝુર્ગની રજા લઉ પછી અહીથી કુચ કરીશુ એક દિવસે બાદશાહની સાથે તમામ શહેરમા ફર્યા મોટા મોટા બજારો અને જાણવા લાયક જગાઓ જોઈ અને ફરતા ફરતા ખ્વાજાખિઝર. ( અ. રૈ વ ગુ. )ના આસતાના ઉપર જઈ પહોચ્યા. ત્યા બાદશાહે કહ્યુ કે મારી દીકરી જુવાન થઈ છે જો આપ શાદી કરવા ચાહતા હોય તો હું આપની સાથે શાદી કરી આપુ મે કહ્યુ કે મારે એક કામ ઘણુ અગત્યનું કરવાનુ છે તેથી લાચાર છુ પછી અમે રજા માગી અને દરિયાનો માર્ગ દેખાડનાર એક મદદગાર આપવા અરઝ કરી. બાદશાહે સારા હોશીયાર ખબરદાર વહાણવટીઓને બોલાવી હુકમ આપ્યો કે આ સર્વે સાહેબોને જે ઠેકાણે કહે તે ઠેકાણે પહોચાડી આવો. હઝરત ખ્વાજા-ખિઝર ( અ રૈ. ) પાસેથી મીયા સૈયદઅલીને પણ રજા

અપાવી અમારી સાથે લીધા દરિયામા હવા બરાબર હોવાથી અમે થોડી મુદતમા બીજા શહેરણા જઈ પહોચ્યા આ શહેરમા શેખ અબુએહમદ નામે મહાન બુઝુર્ગનો મઝાર છે. આ બુઝુર્ગના લગરખાનામાથી દરરોજ સાતસો ગરીબોને ખાવાનું મળે છ આ લગરમા દિને દહાડે અઢીસો બકરા, સાઠ ગાયો, પાચસે મણ ચોખા અને સો મણ ઘી વપરાય છે એકસો વીસ ઘડા શરબતના ભરે છે જુદી જુદી જાતની મીઠાઈ વગેરે દરેકને વહેચાય છે આ બુઝુર્ગ આરેફબિલ્લાહ અને સાહેબે તફસીર હતા.

શેખ ઝૈનલ આબેદીન સાહેબ મુજતહિદ પણ અહીંજ રહેતા હતા ચાલીસ વરસ સુધી પહાડની ખોમા આપ એતિકાફમા બેઠા હતા. હમેશ રોજો રાખતા હતા અને એક ખજુરથી રોઝો ઈફ્તાર કરતા હતા અને જ્યારે ખોમાથી બહાર આવતા ત્યરે લોકોને વાએઝ નસીહત કરતા. આપ હબ્સેદમ [ સમાધી ] કરતા હતા. આપના લગરખાનામા દરરોજ બાર હજાર ટકા ખરચાતા હતા. આપે લગરખાનામા જે આગ સળગાવી હતી તે કોઇ દિવસે ઓલવાઈ નથી. આપની ગાદી ઉપર જે સજ્જાદા બેસે છે તે કોઇનો ઓશિયાળો થતો નથી કુદરત તેને બધી વસ્તુઓ પહોચાડી દે છે દરગાહમા એકસો બાર દરિયાઈ ઘોડા હમેશ બાધેલા રહે છે હું સમાધીના વખતે માખો ઉરાડતો હતો એક દિવસે સમાધીમાંથી આખ ઉઘડી એટલે અને કહ્યુ કે તુ સૈયદ છે તારો જન્મ ઉચમા થયો અને અહી

શી રીતે આવી પહોચ્યો મે જબાબ આપ્યો કે પરવર-
દિગારે કહ્યુ છે કે કોઈ જમીન ઉપર એવો પગ ધરનાર
નથી કે જેનો છેડો તેના હાથમા ન હોય મને તેની કુદ-
રતજ અહીઆ લાવી છે આપે કહ્યુ આ જગ્યાએ કોઈ
આવી શકતો નથી અને તમે અહી આવી પહોચ્યા એજ
વાત ઘણી ભેદ ભરેલી છે એક દિવસ હઝરત રસુલેખુદા
( સ અ વ સ ) ફરમાવતા હતા કે સૈયદ જલાલુદ્દીન
જહાનીયા જહાગશ્ત ફકીરવેશ ધારણ કરીને સફર કરવા
નીકળ્યો છે માટે દરેકની ફરજ છે કે તેને પૂરતી મદદ
આપે એટલુ કહીને હઝરત ઝેનુલ આબેદીન સાહેબે પોતાના
મોઢામાથી એક અનારનો દાણો કાઢી મને આપ્યો તે દાણો
હુ ખાઇ ગયો થોડીવારમા શેખ સાહેબ પાછા સમાધી
ચઢાવી બેહોશ થઈ ગયા આપે ખ્વાજા અવેશકરની સાહેબ
પાસે રૂહાની તરબીઅત લીધી હતી આપના સજ્જાદાનુ
નામ અબુલુકા હતુ,'તે ઘણો વિદ્વાન હતો તેથી હજારો
માણસ તેની પાસે દીની ઇલમ શીખવા આવતા હતા તે
ઘણા વિદ્વાન હોવાથી સો તાલિબઇલ્મો તેની પાસે સબક
પઢતા હતા અને મોટી પદવીએ પહોચતા હતા ત્યાના
લોકો એના ઉપર ભરૂસો રાખતા અને જે કઇ કહે તે
પ્રમાણે કરતા હતા

મારી સાથે અગીયાર વરસથી રઝીયુદ્દીન કરીને એક
માણસ હતો, એક દિવસ શેખ અબુલુકા સાહેબને પૂછવા
લાગ્યો કે મારે આપને કેટલાક સવાલ પૂછવા છે શેખ

સાહેબે રઝીઓદીનને ગળે લગાડયો અને કહ્યુ કે પરવરદિગાર તારા ઉપર મહેરબાની રાખે હું તને રજા આપુ છુ કે તારે જે કાંઈ સવાલ કરવા હોય તે ખુશી સાથે કર રઝીઉદ્દીને પહેલો સવાલ એ કર્યો કે પરવરદિગારે આપેલી ન્અમતો-માની કઈ ન્અમત સૌ કરતા સારી છે શેખ સાહેબે જવાબ આપ્યો કે માણસ બાદશાહ બને કે સજ્જાદો બને તેથી સુખી થઇ શકતો નથી તેમજ પોતાની ટેવ અને રહેણી કરણીથી પણ સુખી થઇ શકતો નથી પણ સુખી તો એજ થઈ શકે કે જેણે પોતાની જાતને માટીમા મળી જતા પહેલાજ મટાડી દીધી હોય અને દુનીયાની કોઈ પણ વસ્તુની દરકાર ન હોય રઝીયુદ્દને પૂછ્યું કે તે જાગતો છે કે સુતેલો એ કેવી રીતે જણાય શેખ સાહેબે કહ્યુ જ્યારે તે યાદે ઈલાહી કરતો હોય ત્યારે તેના શરીરના દરેક ભાગમા ચેતન (હોશીયારી) આવી ગઈ હોય. રઝીયુદ્દીને પૂછ્યુ કે સાચુ શુ છે શેખ સાહેબે કહ્યુ કે સાચી વાત તો એજ કહેવાય કે માણસ પોતાના મનમા રાખેલી વાત કહી દે રઝીઉદ્દીને પૂછ્યું કે ઈખલાસ ( સારા કામ ) શી વસ્તુ છે શેખ સાહેબે કહ્યુ કે જે કામ માણસ પરવરદિગારને માટેજ કરે તેજ ઈખલાસ કહેવાય અને બીજી કઈ પણ લાલચ રાખીને કરે તે રેયા કહેવાય રઝીયુદ્દીને પુછ્યું મોહબ્બત કોની સાથે કરવી શેખ સાહેબે જવાબ આપ્યો કે મોહબ્બત એવા માણસ સાથેજ કરવી કે જે રાત દિવસ પરવરદિગાર તથા તેના પ્યારા પેગમબરે ખુદા રસુલે અકરમ

( સ અ. વ સ )ની યાદમાથી પળવાર પણ વિખુટો પડતો નહોય અને બીજી કોઈ પણ વાતનો તેને વિચાર સરખોએ આવતો ન હોય. રઝીઉદ્દીન કોઇના કહેવાથી તુ યાદેઇલાહી કરે તે કરતા કુરાનેશરીફ પઢયા કર અને પોતાના ગુન્હાની માફી માગ્યા કર અને ગુન્હા માટે એટલો બધો પસ્તાવો કર કે તારી આખોના આસુ કોઈ વખતે પણ સુકાય નહિ કારણ કે પરવરદિગારને એ બાબત ઘણી પસદ છે થોડા દિવસ અમે શેખ સાહેબની સેવામા રહ્યા અને તેમની રજા લઈ જહાઝ ઉપર સવાર થઈ અરબસ્તાન તરફ ચાલ્યા. અમારી સાથે જે ફકીરો હતા તે અમારાથી જુદા પડી ગયા પણ ખ્વાજાઆમીઝર જે શીરાઝના શહેજાદા હતા તે તથા રઝીયુદ્દીન મારી સાથે રહ્યા થોડા દિવસમા દરિયા પાર ઉતરીને એક ગામમા જઈ પહોચ્યા તે ગામમા ત્રાબાની ખાણ હતી. આ ગામમા હઝરત શેખ મનસુર હલ્લાજના ખલીફા રહેતા હતા તે ખલીફા એક દિવસે કહેવા લાગ્યા કે હઝરત શેખ મનસુર હલ્લાજ એક ઓરડી (હુજરા ) મા રૂ પીજયા કરતા હતા એક દિવસે કોઈ સ્રી રૂ પીજાવા આવી, તે બાઈ ત્યાજ બેઠી હતી એટલામા તેને વાછુટ થઈ તેથી તે ઘણીજ ઝખવાણી પડી ગઈ. પણ શેખ સાહેબે તો વાછુટનો અવાજ સાભળ્યોજ નથી એવો દેખાવ કર્યો એવામા એક માણસે આવીને શેખ સાહેબને એક વાત પૂછી. શેખ સાહેબે તેનો કઈ પણ જવાબ આપ્યો નહિ. તેથી તેણે બીજી વખતે

બહુ જોરથી પૂછયુ તો આપે કહ્યુ કે તુ વધારે જોરથી પૂછ હુ તો બહેરો છુ તારી વાત મે સાભળી નથી આ સાભળીને પેલી બાઈ મનમાં ઘણીજ રાજી થઈને ઘેર જઇ નહાઇને દુગાના પઢી દુઆ કરી શુક્રાનો અદા કર્યો. પરવર-દિગારે તેની નમાઝ અને દુઆ કબુલ કરી તેની દુઆથી શેખ સાહેબને અનલહકનો દરજ્જો મળ્યો. અને મરણ વખતે આપને નુરેઈલાહી નજરે દેખાતો હતો.

આ ગામથી થોડે છેટે એક પહાડમા એક ગાર ( ખાડો ) છે ત્યાના લોકો કહે છે કે હઝરત ઇમામ મેહદી ( અ સ. ) આ ગારમા સતાઈ રહ્યા છે. લોકોએ ગારની પાસે એક બહુ સારો, મોટો, સુશોભીત મહેલ બધાવ્યો છે સવારમા અને સાંજની વખતે ( ધોસો ) નગારૂં વગાડે છે સવારમા એક અસલી ઘોડો હીરાજડીત "સામાનથી સજ કરીને એ ગાર પાસે લાવીને ઉભો રાખે છે અને કહે છે કે કે યા હઝરત ઇમામ મેહદી મોઉદે આખીરૂઝમા આપ બહાર તશરીફ લાવો આ બાબત મેં મારી નજરે જોઈ અને કહેતા કાને સાભળી છે

વળી અહી અચરજ પમાડે એવી વાત જોવામા આવી પહાડથી થોડે છેટે એક વિકરાળ જગલ છે તેમા જુદા જુદી જાતના મોટા ઝાડ ઘણા છે તે ઝાડીમા ખ્વાજા સરજાન નામનો બલોચ રહે છે તે બલુચી કોમનો સરદાર છે. એવો હિમ્મતવાળો બહાદુર મારા જોવામાં ભાગ્યેજ આવ્યો હશે જે મુસાફર અહી આવે છે તેને ખવરાવે પીવરાવે છે

દર વરસે પાચસે સાડ ઉટ પરોપકાર તરીકે ગરીબ હાજી-
ઓને હજ કરવા જવાને મદદ તરીકે આપે છે. તેની સાથે
તેમના ખાવા પીવાનુ મક્કાશરીફ પહોચતા સુધીની પણ
ગોઠવણ કરી આપે છે જેથી તેમને બીજી કોઈ પણ વસ્તુની
દરકાર રહેતી નથી અને જ્યારે લોકો હજ કરીને નાગા
ભૂખ્યા ત્યા આવી પહોચે છે તેમને પૂરેપૂરી મદદ આપીને
તેમના વતન સુધી પહોચાડી દે છે એવા માણસોની આસરે
સખ્યા ત્રીસ હજાર સુધીની હોય છે, આવો ઉપકાર કોઈ
બાદશાહ કે દોલતમદ કરતો હોય એવુ જાણવામા આવ્યુ
નથી હુ પણ એ જગલમા ગયો અને તેની મદદ મેળવી
હજ કરવાને ફરી બેતુલ્લાહ શરીફ પહોચ્યો હજ કરીને
જનાબે રસુલે ખુદા મહમ્મદ મુસ્તુફા ( સ અ વ સ )
ની ઝયારત માટે મદીના શરીફ જઈ હઝરતના રોઝએ
મુબારકમા લાબી મુદત સુધી ઝાડુ વાળતો રહ્યો ત્યાર બાદ
પાછો મક્કાશરીફ આવી કાબતુલ્લાની ચાર દીવારી અદર
એતિકાફમા બેઠો તે વખતે ત્યા શેખ અબ્દુલ્લા મતરી ત્યાના
ખલીફા અને ઈમામ હતા એક દિવસ શેખ સાહેબ સવારની
નમાઝ વખતે ઈમામત કરવાને આવી શકયા નહિ તેથી
લોકોએ મને ઇમામત કરવા કહ્યુ મે સવારની નમાઝ પટાવી
બપોરે ઝહોરની નમાઝ વખતે શેખ સાહેબ આવી પહોચ્યા
અને તેમણે નમાઝ પઢાવી નમાઝથી ફારેગ થયા બાદ
લોકોએ શેખ સાહેબને પૂછયુ કે આપ સવારની નમાઝ
વખતે શા કારણથી આવી શકયા નહિ શેખ સાહેબ કહેવા

લાગ્યા સાહેબો મુલતાનમા હઝરત શેખ રૂકનુદ્દીન કુતબુલ-આલ અબુલફતહ મખદુમ શેખ જહાઉદ્દીન ગોસુલ આલમ ( ક સી અ ) આ દુનીયામાથી કુચ કરીને અબદુલ આબાદ મુલ્કે જાવેદાની તરફ કુચ કરી ગયા હતા હુ તેમના જનાઝાને પહોચાડવા ગયો હતો આપના જનાઝા સાથે જનાબ રસુલે ખુદા ( સ અ વ સ ) તથા અસહાબે કીરામ પણ હતા તે વખતે હુ એક હુજરામા એતિકાફમા બેઠો હતો શેખ સાહેબને લોકો જે કઈ પૂછતા હતા અને તેનો જે જવાબ શેખ સાહેબ આપતા હતા તે હુ બરાબર સાભળતો હતો એક માણસે પૂછયુ કે હઝરત મખદુમ શેખ રૂકનુદ્દીન કુબરાની કુતબીઅતની જે જગ્યા ખાલી પડી તે જગ્યા કોને સોપવામા આવી ત્યારે શેખ સાહેબ કહેવા લાગ્યા કે આ જે નાની ઉમરના સૈયદ બેતુલ્લાહ શરીફની ચાર દીવારી અંદર એતિકાફમા બેઠા છે તેમને એ દરજ્જો આપવામા આવ્યો છે એ સાભળીને સઘળા હાજી લોકો મુજાવરો તથા બુઝુર્ગોએ મને મુબારકબાદી આપી અનેશેખ સાહેબે મને હુકમ કર્યો કે એ સૈયદ જલાલુદ્દીન હવે ! તમે અહીથી તરત મુલતાન જાઓ કારણ કે ત્યા તમને બોલાવ્યા છે મે નીકળતી વખતે એકસો ત્રીસ મરદાને ખુદા જે આ દુનીઆમાથી પડદેપોશ થઈ ગયા હતા અને એસી મરદાને ખુદા જે હયાત કાબતુલ્લા શરીફમા મોજુદ હતા તેમની પાસેથી તબરરૂકાત હાસીલ કરીને મુલતાન આવ્યો

આ ચોપડીમા જે હકીકત લખી છે તેનો હેતુ એટ-લોજ છે કે લોકો આ ચોપડી વાચીને યાદે પરવરદિગાર કરવામા લગારે આળસ કરે નહિ નમાઝ અદા કરવાને પોતાની ખાસ ફરજ સમજે રમઝાને શરીફના રોઝા રાખે દરેક વખતે પોતાના દમની ( શ્વાસ ) સાથે કલમએ તોહીદ અદા કરતા રહે માલદાર હોય તો ઝકાત આપે અને હજ કરી હજરત રસુલેખુદા ફખ્રે અબીયા મહમ્મદ મુસ્તુફા ( અ અ વ સ )ના મઝારે મુબારક ઉપર જઈ ઝેયારત કરે અસહાબે કબાર તથા એહલે બેત અતહાર અશરા મુબશશરા તાબેઈન તબએ તાબેઇન ઓલીઆએ કીરામ અને બુઝુર્ગાને દીને ઇસ્લામથી હમેશા ફેઝ પાતા રહે તેમજ જ્યા સુધી બની શકે ત્યા સુધી નેક કામમા પોતાની જાતે ભેજે અને ધન દોલતથી મદદ આપતા રહે જેથી કરીને પાક પરવરદિગાર તથા રસુલે ખુદા રાજી રહે અને તેમના રાજી રહેવાથીજ બાતમાબિલખેર થશે પરવરદિગાર અમારા સર્વે ઇસ્લામી ભાઇઓને ઈમાનની સાથે આ દુનીયામાથી તારી તરફ બોલાવ અને કોઇનો મોહતાજ ન રાખ આમીન યા રબ્બુલ આલેમીન બ ફઝલે સૈયદુલ મુરસલીન આલેહી વ અસહાબેહી અજમઈન આમીન આમીન સુમ્મા-આમીન

આ કિતાબ ( ચોપડી ) જે ઇસ્લામી ભાઇઓ ઉર્દુ, ફારસી જાણતા નથી તેમના માટે ઘણી ઉપયોગી થઈ પડશે એમ સમજીને રફાએ આમ માટે તારીખ ૧૦ મી

ઝિલહજને દહાડે શરૂ કરી તારીખ ૫ માહે મોહરમ સને ૧૩૪૩ નબવી મુતાબિક તારીખ અગષ્ટ સને ૧૯૨૪ ના રોજ ગુરૂવાર (જુમેરાત) મુન્શી ગુલામઅલી ગુલામનબીએ પૂરી કરી છે અને આશા રાખે છે કે પરવરદિગારે આલમ તેના હબીબે પાકની ઉમ્મતના અદના ગુલામોના ગુલામોમા શામેલ કરી ખાતેમાબિલ ખેર કરે અને આ દુનીયામા કોઇનો મોહતાજ ન રાખે આમીન યા રબ્બુલ આલેમીન લખવામા કંઈ ભૂલ રહી ગઈ હોય તે વાચકવર્ગ મહેરબાની કરીને માફ કરશે એવી આશા છે

તમ્મત બિલ ખેર.

( સમાપ્ત. )